# કૉન્ફ્યુશ્યસની શિખામણ

Reg. No 1384



મણિલાલ ઇચ્છારામ દેસાઇએ
ગુજરાતી પ્રિન્ટિન્ગ પ્રેસમાં, મુંબઈમાં
કોટ, સર્કલ, સાસુન બીલ્ડીંગસમાં
છાપી પ્રકટ કીધું. ૧૯૧૬

કિંમત ૬ આના

# કૉન્ફ્યુશ્યસની શિખામણ



મણિલાલ ઇચ્છારામ દેશાઇએ
**ગુજરાતી પ્રિન્ટિન્ગ પ્રેસમાં,** મુંબઈમાં
કોટ, સર્કલ, સાસુન બીલ્ડીંગસમાં
છાપી પ્રકટ કીધું. ૧૯૧૬

# નોંધ

એક જ પ્રજાના અને એક જ જમાનાના બાળથી અસલ નૈસર્ગિક સાહિત્યથી એક ભાષા સધન બને એ મુશ્કેલ છે. એવું કોઈ ભાષા સાહિત્ય જોવામાં છે નહિં. અંગ્રેજી ભાષા પરભાષાના ઉત્તમ વિચારો અને સાહિત્યથી કેમ સધન થઈ છે, તેના દૃષ્ટાંતરૂપ એક પુસ્તક Wisdom of Confucius 'કોન્ફ્યુશ્યસની શિખામણ'નું આ એક ભાષાંતર છે. અસલ ચીની ભાષામાં આ પુસ્તક છે, તેનું કોઈ એક અમેરિકને અંગ્રેજીમાં ભાષાંતર કર્યું અને રસલ નામના એક પુસ્તક પ્રકટ કરનારાએ ચિત્તને આકર્ષે તેવી સુંદર છપાઈ, સુંદર કાગળ, અને સુંદર બાંધણીથી શણગાર્યું. પુસ્તક નાનું છે, પણ તેમાં મહાન્ વિચારો છે, અને તે ચાળીશ કરોડ મનુષ્યોમાં અતિ પૂજ્ય ગણાતા દેવાંશી મહાત્મા કોન્ફ્યુશ્યુસે હજારો વર્ષ પૂર્વે જણાવેલા છે. એમાં રાજનીતિ અને વ્યવહારનીતિ તેમ જ જીવનને ઉદ્દેશીને સૂત્રરૂપ ઉપદેશ આપેલા છે. વાંચનારને એ દરેક સૂત્ર વિચારનું સાધન પૂરું પાડે તેમ છે, તેમ બાળકોને પણ ઉપદેશરૂપ થઈ પડે તેમ છે. આ એક જાતનું સુભાષિત ભાણ્ડાગાર છે, અને આશા છે કે તે લોકોમાં આદરને પાત્ર થશે.

પ્રકટકર્તા

# અનુક્રમણિકા

# કૉન્ફ્યુશ્યસની શિખામણ

## શાસનપદ્ધતિ

માણસની પ્રકૃતિ જોતાં તેને માટે શાસનપદ્ધતિ (વ્યવસ્થા), એ મોટામાં મોટી ચીજ છે.

સામ્રાજ્યમાં જ્યારે ખરાં સૂત્રોનો અમલ થાય છે, ત્યારે સામાન્ય લોકમાં કોઈપણ પ્રકારની તકરાર થતી નથી.

શાસન કરવું એટલે બરાબર કરવું (યથાર્થ કરવું). જો લોકોને પ્રમાણિકપણે દોરવવામાં આવે તો પ્રમાણિક થવાની કોણ હિંમત ન કરશે?

પ્રમાણિકપણાને કામે લગાડો અને સર્વ ચાણાક્યનીતિને બાજુએ મૂકો; આ રીતે સર્વ વાંકા ચુકાને સીધા કરી શકાશે.

તમારા પોતાના દૃષ્ટાંત સાથે લોકો આગળ જાઓ (લોકોને તમારો પોતાનો દાખલો આપો) અને તેમની બાબતોમાં મહેનત કરવાનું બાકી ન રાખો.

જેઓ પાસે હોય, તેમને સુખી કરવામાં આવે, અને જેઓ દૂર હોય, તેમને આકર્ષવામાં આવે

ત્યારે, સારી શાસનપદ્ધતિ (વ્યવસ્થા) ચાલતી કહેવાય છે.

જરા પણ કંટાળો પામ્યા વગર મન (નજર) આગળ રાજ્યની બાબતો રાખી મૂકવી, અને અચ્યુત સ્થિરતાએ તેમનાપર ધ્યાન આપવું, એ શાસનપદ્ધતિની કળા છે.

જ્યારે રાજા તે રાજા જેવો હોય, પ્રધાન તે પ્રધાન જેવો હોય, જ્યારે પિતા તે પિતા જેવો હોય, અને પુત્ર તે પુત્ર જેવો હોય, ત્યારે સારી શાસનપદ્ધતિ (વ્યવસ્થા) હોય છે.

'ફરિયાદો સાંભળવામાં હું કોઈ પણ બીજાની સમાન છું,' એમ લક્ષમાંથી દૂર થવું ન જોઇએ. જે જરૂરનું છે તે એક પણ ફરિયાદ (પોતાની સામે) ન હોવાનું છે.

પૂર્વ અને ઉત્તરની વિવેકહીન જાતિઓમાં તેમના રાજાઓ (વહીવટ કરનારાઓ)ની જરૂર છે, અને આપણી મહાન્ ભૂમિ (ચીન) જેના રાજાઓ નથી, તેના રાજ્યોના જેવી તે જાતિઓ નથી. એક મહાન્ સચિવ તેને જાણવો કે, જે પોતાના રાજકર્તાની, જે ખરું હોય તે પ્રમાણે, સેવા કરે છે, અને જ્યારે તેને એમ માલમ પડે કે, તે તેમ કરી શકતો નથી ત્યારે વાનપ્રસ્થ થાય છે.

જે પોતાના ગુણોથી રાજસત્તા ચલાવે છે તેની,

ઉત્તર ધ્રુવ કે જે પોતાની એક જ જગ્યાએ રહે છે અને જેની આસપાસ સર્વ તારાઓ ફરે છે તેની સાથે, સરખામણી કરવામાં આવે.

રાજકર્તામાં પૂરતું સૌજન્યપણું, તેની પાસે યુદ્ધની પૂરતી સામગ્રી, અને તેનાપર લોકોનો વિશ્વાસ (એ ત્રણ) હોવાં જોઈએ, એ આવશ્યક છે.

જેમ (અનુકૂળ વર્ષાદથી) તૃણાદિ સત્વર ઊગે છે, તેમ યોગ્ય માણસો હોય તો શાસનપદ્ધતિ સત્વર ખીલે છે. શાસનપદ્ધતિ એ જલદીથી ઊગતા ઘાસના જેવી છે.

દુરાચારી મનુષ્યોને ઉત્કૃષ્ટ પદ આપવાં નહીં. જો તેઓને તે આપવામાં આવશે તો લોકો પોતાના માર્ગો સુધારવાને કેમ પ્રારંભ કરી શકશે? (કારણ કે લોકો એમ માનશે કે, દુનિયામાં દુરાચાર પણ માનને પાત્ર છે).

જ્યારે એક દેશની સારી રીતે વ્યવસ્થા કરવામાં આવે છે (સારી રીતે તેનાપર શાસન ચલાવવામાં આવે છે), ત્યારે લોકોમાં દરિદ્રતા અને નીચ સ્થિતિ એ બે શરમાવા જેવી બાબતો છે. જયારે એક દેશની વ્યવસ્થા ખરાબ રીતે કરવામાં આવે છે ત્યારે ધન અને માન એ બે શરમાવા જેવી વસ્તુઓ છે.

એક રાજકર્તાની સેવામાં હોય ત્યારે કોઈપણ

સચિવે પોતાની યોગ્યતાથી ઉતરતા વિષયો ઉપર દૃષ્ટિ કરવી નહીં, તેમ કોઇનાં ભાષણો (વખાણ વગેરે)ની મોટી કિંમત આંકવી નહીં, તેમ અયોગ્ય માણસોદ્વારા કોઇના પણ પરિચયમાં આવવાનું કબુલ રાખવું નહીં.

ઇતિહાસ નિરૂપક 'યુ' એક ખરેખરો સાચો માણસ હતો. જ્યારે તેના રાજ્યમાં સારી શાસન-પદ્ધતિ ચાલતી હતી, ત્યારે તે એક બાણના જેવો (તીક્ષ્ણ) હતો; જ્યારે ખરાબ શાસનપદ્ધતિ ચાલી, ત્યારે (પણ) તે એક બાણના જેવો (તીક્ષ્ણ) હતો.

જો એક પ્રધાન તેનાં પોતાનાં આચરણમાં શુદ્ધ હશે તો શાસનપદ્ધતિને મદદ કરવામાં તેને શી મુશ્કેલી નડનાર છે? જો તે પોતાને પ્રમાણિક બનાવી ન શકે તો તે બીજાને પ્રમાણિક કરવામાં શી મદદ કરનાર હતો?

ચોરોની મોટી સંખ્યાથી દુઃખી થઇને 'કેક આંગ રાજાએ, 'કોન્ફ્યુશ્યસ'ની સલાહ લીધી હતી. 'કોન્ફ્યુશ્યસે' કહ્યું: "મહારાજ! જો તમે લોભી ન હોત તો–જો કે તમારે તો તેમને તેમ કરવા માટે ઇનામ આપવું જોઇએ–તેઓ ચોરી કરતે નહીં."

પોતાના રાજાની સેવા કરવામાં એક સચિવ

માનપૂર્વક પોતાની ફરજો બજાવે છે, અને પોતાના બદલાને ગૌણસ્થાન આપે છે.

જ્યારે એક રાજાનું અંગત આચરણ શુદ્ધ હોય છે, ત્યારે તેની શાસનપદ્ધતિ (નવનવા) હુકમો કહાડ્યા વગર અસરકારક (બને) છે. જો તેનું અંગત આચરણ શુદ્ધ હોતું નથી તો તે હુકમો કહાડ્યા જ કરે, પણ તેમને (કોઈ) તાબે થશે નહીં.

જ્યારે જેઓ ઉચ્ચ પદે હોય છે, તેઓ પોતાનાં સગાંઓ પ્રતિ પોતાની સર્વ ફરજો સારી રીતે બજાવે છે, ત્યારે લોકો સદ્‌ગુણ તરફ ખેંચાય છે. જ્યારે જૂના સચિવો અને મિત્રોની તેઓ પરવા રાખતા નથી ત્યારે લોકોનું નીચતાથી રક્ષણ થાય છે (નીચ બનતા અટકે છે).

જ્યારે એક રાજ્યમાં સારી શાસનપદ્ધતિ ચાલે છે ત્યારે (લખવા અને બોલવાની) ભાષા ઉચ્ચ (પ્રકારની) અને હિંમતભરી હોય છે અને કામો પણ તેવાં જ થાય છે. જ્યારે ખરાબ શાસન-પદ્ધતિ ચાલે છે, ત્યારે કૃત્યો ઉચ્ચ (પ્રકારનાં) અને હિંમતભર્યાં થાય, પણ ભાષા (લખવા અને બોલવા)ની કંઈક મર્યાદા હોવી જોઇએ.

એક શ્રેષ્ઠ માણસ તો ખરેખર ‘કીયુ પીહુ હુ’ (એ નામનો એક તત્ત્વવેત્તા રાજા) છે. તેના રાજ્યમાં જ્યારે સારી શાસનપદ્ધતિ ચાલે છે

ત્યારે તે અધિકારપર જણાય છે. જ્યારે ખરાબ શાસનપદ્ધતિ ચાલે છે ત્યારે તે પોતાનાં સૂત્રોને ભેગાં કરી દઈ પોતાની છાતીમાં રાખી મૂકે છે. (સત્તા આગળ શાણપણ કામનું નથી.)

'ચુંગ-કુંગે,' 'કે' નામના કુટુમ્બના વડાનો વડો પ્રધાન હોવાથી, શાસનપદ્ધતિ વિષે પ્રશ્ન કર્યો. 'ગુરુએ' જવાબ દીધો, "પ્રથમ તો તારા જૂદા જૂદા અધિકારીઓ પાસેથી સેવા (કામ) લે (બરાબર ચાકરી કરાવ), નાના નાના ગુનાહો માફ કર, અને ગુણવાન્ ને બુદ્ધિમાન્ પુરુષોને અધિકાર પર ચહડાવ."

એક દેશપર જો સારાં માણસો સો વર્ષ સૂધી શાસન કરે તો તેઓ અત્યંત ખરાબ મનુષ્યનું રૂપ બદલવા શક્તિવાન્ થશે, અને દેહાંત દંડોની (ભારે) શિક્ષાઓ કરવી પડશે નહીં.

'ત્સ્ઝે-કુંગે' પ્રશ્ન કર્યો કે, "એક અધિકારી થવાને અથવા હકદાર થવાને એક માણસમાં ક્યા ક્યા ગુણો હોવા જોઇએ?" 'ગુરુએ' જવાબ આપ્યો, "જે પોતાના આચરણમાં શરમની બુદ્ધિ રાખે છે, અને જ્યારે કોઈ પણ સ્થાનમાં તેને મોકલવામાં આવ્યો હોય ત્યારે પોતાના રાજાએ સોંપેલા કામને શરમાવતો નથી, તે એક અધિકારીને યોગ્ય કહેવડાવવાને લાયક છે."

યોગ્ય માણસોને ઓળખવા અને (તે છતાં) તેમને અધિકારપર ચહડાવવાને અશક્ત થવું; તેમને અધિકારપર ચહડાવવા અને તેમ કરવાને સત્વર શક્તિવાન્ ન થવું—એ તેમની સાથે અપમાનથી વર્તવા બરાબર છે. ખરાબ માણસોને ઓળખવા અને તેમને કહાડી મૂકવાને શક્તિવાન્ ન થવું, તેમને કહાડી મૂકવા પણ તેમને અત્યંત દૂર ન મોકલવા, એ નિર્બળતા છે.

જોકે એક માણસ (ધર્મશાસ્ત્રની કે કાયદાની) ત્રણસો કલમો કડકડાટ બોલી જવાને શક્તિવાન્ હોય, છતાં જો જ્યારે તેને શાસન કરવાનું કામ સોંપવામાં આવે ત્યારે તે કામ કેમ કરવું તે સમજતો નથી, અથવા જો જ્યારે તેને કોઈ કામ કરવાને કોઇપણ સ્થાનમાં મોકલવામાં આવ્યો હોય, ત્યારે (ત્યાં) તે પોતે યોગ્ય જવાબો, પોતાની પાસે વિદ્યા હોય છતાં, આપી શકતો નથી, તો તેનું સર્વ જ્ઞાન શા વ્યાવહારિક ખપનું છે?

'ત્સે હાઇ'એ, 'કયુફૌ' પ્રાંતનો સુબો હોવાથી, શાસનપદ્ધતિ વિષે પૂછ્યું હતું. 'ગુરુએ' કહ્યું, "ઉતાવળે કામ કરવાની ઇચ્છાવાળો થા નહીં; નાના નાના લાભો પ્રતિ નજર કરતો ના; ઉતાવળે કામ કરવાની ઇચ્છા કામને સંપૂર્ણ રીતે પાર પાડતાં અટકાવે છે. નાના નાના લાભો પ્રતિ નજર કરવાથી મોટાં કામો પૂર્ણ થતાં અટકે છે."

શીખવવાનો શોખ, એ ડહાપણ (બુદ્ધિ)ની બરાબર છે; ઉત્સાહથી પુનઃ પુનઃ કરવું, એ ઔદાર્યની સમાન છે; શરમનું જ્ઞાન હોવું, એ ધૈર્યની સમાન છે. જે આ ત્રણ વસ્તુ જાણે છે, તે પોતાનું ચારિત્ર્ય કેમ ખેડવું (ખીલવવું) તે જાણે છે. પોતાનું ચારિત્ર્ય કેમ ખેડવું તે જેણે જાણ્યું, તે બીજાં માણસોપર કેમ અમલ કરવો તે જાણે છે. બીજાં માણસોપર શાસન કેમ કરવું તે જેણે જાણ્યું, તે એક રાજ્ય, તેનાં નાનાં ખંડિયા રાજ્યો અને કુટુમ્બો સાથે કેમ વર્તવું, તે જાણે છે.

પોતાના રાજાની સેવા કરનાર સચિવ પહેલાં સલાહના શબ્દો સંભળાવશે, અને જ્યારે તે શબ્દો માન્ય કરવામાં આવશે, ત્યારે તે નમન કરી, સ્વેચ્છાથી પોતાનું કહેવું અંતઃકરણપૂર્વક છે, તે સિદ્ધ કરવા પોતે જાતે માગણી કરશે; તેટલા માટે એક રાજકર્તા પોતાના પ્રધાન પાસેથી કોઈ પણ સેવાની માગણી કરશે તો પ્રધાન પોતાના શબ્દો સિદ્ધ કરવા પ્રાણ પણ આપશે. આ રીતે તેને જે પગાર આપવામાં આવે છે, તે ખોટા ઢોંગોને માટે અપાતો નથી, અને જે બાબતોને માટે તેને દોષ દેવામાં આવે, તે ઓછી ને ઓછી થશે.

અમીર, ઉમરાવો અને મોટાંઓને ફોજદારી કાયદાઓ લાગુ પાડવામાંથી મુક્ત કરવાનું, એવી

માન્યતાપર રાખવામાં આવ્યું હતું કે, આવા માનવંત અને મોટાં સ્થાનો ભોગવવાને જન્મેલાં મનુષ્યો, જેઓ નસીબદેવીની કૃપાના ભાગી થયા નથી, તેઓના દોષો અને દુર્ગુણોમાં ફસી પડે એવા નિર્બળ પોતાને પૂરવાર કરશે નહીં. રાજકર્તા વર્ગોને ખાસ માન આપવાને લાયકના ગણવામાં આવે, એવી રીતે તેમને લોકો સમક્ષ રજુ કરવાની ઇચ્છાથી તેમને આ મુક્તિ આપવામાં આવી હતી.

પહેલાં તો રાજાના શબ્દો રેશમની દોરી જેવાં હોય છે; પણ જ્યારે તેમને (આજ્ઞારૂપે) બહાર મોકલવામાં આવે છે ત્યારે તે દોરડી જેવા કઠિન ને કર્કશ થાય છે. અથવા તેઓ પ્રારંભમાં દોરડી જેવાં હોય છે, પણ જ્યારે તેમને આજ્ઞારૂપે જાહેર કરવામાં આવે છે ત્યારે જાડાં-મોટાં દોરડાં જેવા થાય છે. તેટલા માટે મહાપુરુષ ખાલી બકવાદ કરવામાં આગેવાન થતો નથી. જે શબ્દોને કર્મદ્વારા પૂરવાર કરી ન અપાય, તેવા શબ્દો શ્રેષ્ઠ પુરુષ ઉચ્ચારતો નથી, તેમ જ જે કર્મોને શબ્દોદ્વારા ન જણાવાય, તેવાં કર્મો પણ કરતો નથી. જ્યારે આમ છે ત્યારે, કંઈ પણ જોખમ વગર લોકોના શબ્દોને વ્યવહારમાં મૂકી શકાય છે, અને કંઈ પણ જોખમ વગર તેમનાં કામોવિષે જણાવી શકાય છે.

એક વખતે 'થાઇ' પર્વત પાસેથી ચાલ્યા જતાં 'કોન્ફ્યુશ્યસ' એક સ્ત્રી જે એક કબર પાસે બેઠી બેઠી ભારે રુદન કરતી હતી તેને મળ્યો. 'મહાત્મા આગળ વધ્યો અને દોડતો તેની પાસે ગયો; પછી તેણે 'ત્ઝે-લુ'ને તેણીને પ્રશ્ન કરવા આગળ કર્યો. તેણે કહ્યું, "બાઈ! તમારું રુદન જેણે દુઃખપર દુઃખ ખમ્યાં હોય તેના જેવું છે." તે સ્ત્રીએ જવાબ આપ્યો, "તેમજ છે. આ જ સ્થળે એક વેળાએ મારા સસરાને એક વાઘે મારી નાંખ્યા છે. મારા પતિને પણ તેણે જ મારી નાંખ્યા છે, અને છેલ્લાં મારો પુત્ર પણ તે જ પ્રમાણે મરી ગયો છે." 'મહાત્માએ' પૂછ્યું "ત્યારે તમે આ જગ્યા કેમ છોડતાં નથી?" સ્ત્રીએ કહ્યું, "મહા-રાજ! આ સ્થાનમાં જુલમી શાસનપદ્ધતિ નથી માટે." 'મહાત્માએ' તે પરથી કહ્યું, "બચ્ચાજીઓ! આ વાત યાદ રાખો; જુલમી શાસનપદ્ધતિ વ્યાઘ્રોથી પણ વધારે ભયંકર છે."

વૃદ્ધોની સંભાળ લેતાં, ત્રણ વંશોના રાજાઓ હંમેશા પોતાની સાથે સંબંધ રાખનારાઓની વયની ખબર કહડાવતા. એંસી વર્ષની વયે એક પુત્રને સર્વ પ્રકારની રાજ્યની ચાકરીમાંથી મુક્ત કરવામાં આવતો હતો. નેવું વર્ષની વયે કુટુમ્બનાં સર્વ માણસોને રાજ્ય(પ્રતિ)ની ફરજમાંથી મુક્ત

કરવામાં આવતાં હતાં. હીનાંગ અથવા આજારી માણસો અને જેઓને સેવાચાકરી માવજતની જરૂર હોય, તેવાઓના પ્રસંગમાં રાજ્યોની ફરજોમાંથી એક માણસને છૂટો કરવામાં આવતો હતો. જેઓ માબાપને માટે શોક કરતાં, તેઓને ત્રણ વર્ષની રજા મળતી હતી. જેઓ એક વર્ષ કે નવ મહિના શોક પાળતાં, તેઓને ત્રણ મહિનાની છૂટ મળતી હતી.

નિરાધાર બાળકો, અપુત્ર વૃદ્ધ, જેની પત્ની મરી ગઈ છે એવો વૃદ્ધ, અને વૃદ્ધા વિધવા; આ ચાર જણાઓને ઈશ્વરનાં છેક જ ત્યજી દીધેલાં માણસો ગણવામાં આવતાં. કારણ કે તેઓનું એવું કોઈ પણ ન હતું કે, જેને તેઓ પોતાની જરૂરિયાત તેઓ જણાવી શકે. આ સર્વને રાજ્ય તરફથી નિયમિત વેતન આપવામાં આવતું હતું.

પીણા સાથે અન્ન-ફળ ખાનારાં પશુઓનાં માંસનાં ભોજન, ખરાબ અસર કરવા માટે નથી; તોપણ તેને લીધે ( અદાલતોમાં ) ફરિયાદો થવાના બનાવો ઘણા વધારે બને છે. આ દુર્ગુણને જન્મ આપનાર અત્યંત પીણું છે. તેટલા માટે જૂના રાજાઓએ મદ્યપાનને નિયમમાં રાખવાને કાનુનો ઘડ્યા હતા. જ્યાં એકઠી વેળાએ માત્ર એક જ પવાલું

ધરવામાં આવે છે ત્યાં અતિથિ અને યજમાન પીધેલા બન્યા વગર એક બીજાને સો વખત નમન કરે (અર્થાત્ ત્યાં શાંતિ રહેશે). એ રાજાઓ આ દુર્ગુણ સામે જે રીતે રક્ષણ કરતા હતા તે આ છે.

પ્રાચીન રાજાઓએ આખા રાજ્યની સારી શાસનપદ્ધતિ, જે પાંચ વસ્તુઓદ્વારા પ્રાપ્ત કરી હતી તે આ હતી:-(૧) ગુણવાનને, (૨) અમીરને (ઉદારને), અને (૩) મોટાને તેઓ જે માન આપતા હતા તે, (૪) વૃદ્ધ પ્રતિ તેઓ જે પૂજ્ય-ભાવ રાખતા હતા તે, અને (૫) જુવાનને તેઓ જે માયા-મમતા બતાવતા હતા તે. આ પાંચ વસ્તુઓથી તેઓએ પોતાના રાજ્યની સ્થિરતા ટકાવી રાખી હતી.

## સિદ્ધાંત

મારામાં જે સદ્ગુણ છે, તે ઈશ્વરે આપેલો છે.

પાપ, મારો સિદ્ધાંત સર્વ વ્યાપક અદ્વૈતનો (એકતાનો) છે.

જ્યારે તમે જીવન વિષે જ કંઈ જાણતા નથી, તો મૃત્યુ વિષે તમે કેમ જાણી શકશો ?

સ્વર્ગ(ઈશ્વર)નો અને પૃથ્વીનો મહા ગુણ જીવ આપવાનો અને તેને ટકાવવાનો છે.

જ્યારે તમે માણસની સેવા કરી શકતા નથી

તો તમે તેના (માણસના) ચૈતન્યની (સચ્ચિદાનંદની) સેવા કેમ કરી શકશો?

ઈશ્વરની આજ્ઞા સમજ્યા વગર શ્રેષ્ઠ માણસ થવું એ અશકય છે.

ધર્મિષ્ઠ પ્રાણીઓ, જે શક્તિઓ તેમનામાં છે તે કેટલી બધી દર્શાવે છે!

આપણે તેમને (ઈશ્વરને) શોધીએ છીએ, પણ તેમને જોતા નથી; આપણે સાંભળીએ પણ છીએ, પણ (કાનોકાન) સાંભળતા નથી; છતાં તે (ઈશ્વર), એ સર્વ વસ્તુઓમાં દાખલ થાય છે, અને તેમના વગરનો એકે પદાર્થ નથી.

મૃત્યુ પામેલા સાથે વરતવામાં, જો આપણે, તેઓ સંપૂર્ણ મરી ગયા હોય તેમ તેમની સાથે વર્તીએ છીએ તો તેથી સ્નેહની તાણ જણાશે, અને તેમ ન કરવું જોઇએ; અથવા જો આપણે, તેઓ સંપૂર્ણ જીવતા હોય તેમ તેમની સાથે વરતીએ તો તેથી બુદ્ધિની તાણ જણાશે, અને તેમ ન કરવું જોઇએ.

ઈશ્વર સર્વમાં કંઈ પણ પક્ષપાત વગર વ્યાપક છે. (આકાશ કંઈ પણ પક્ષપાત વગર સર્વને ઢાંકે છે. મેઘ કંઈ પણ પક્ષપાત વિના જલવૃષ્ટિ કરે છે. નદી, સમુદ્રાદિ પણ પક્ષપાત વિના જળ આપે છે. વાયુ કંઈ પણ પક્ષપાત વિના સર્વ પાસે

જાય છે.) પૃથ્વી કંઈ પણ પક્ષપાત વગર સર્વને નીભાવે છે; સૂર્ય અને ચંદ્ર કંઈ પણ પક્ષપાત વગર સર્વપર પ્રકાશ નાંખે છે. આ ત્રણ ગુણે પૂજ્યભાવે પ્રકટ કરતાં, અને તેથી, જે મહેનત કરવાની એ (ગુણો) ફરજ પાડે છે, તે મહેનત સાથે, આકાશ નીચેના સર્વને સુખ આપવું એ જેને "ત્રણ અપક્ષપાતો" કહેવામાં આવે છે તે છે.

આકાશ અને પૃથ્વીના અસ્તિત્વથી સર્વ વસ્તુઓને અસ્તિત્વ મળ્યું; સર્વ વસ્તુઓને અસ્તિત્વ મળ્યું તો પછી નર અને નારી આવ્યાં; નર અને નારીના અસ્તિત્વમાંથી પતિપત્ની ઉત્પન્ન થયાં; પતિ અને પત્નીના અસ્તિત્વમાંથી પિતા અને પુત્ર જન્મ્યા; પિતા અને પુત્રમાંથી શાસનકર્તા અને સચિવ જન્મ્યા; રાજા અને સચિવમાંથી મોટા અને નાના થયા; જ્યારે મોટા અને નાના અસ્તિત્વમાં આવ્યા ત્યારે પછી યોગ્યતા અને સત્યતાની વ્યવસ્થા ઉત્પન્ન થઈ.

મહર્ષિ ઉંચું જોઇને આકાશના અદ્ભુત તેજસ્વી ચમત્કારનો વિચાર કરે છે, અને નીચું જોઇને પૃથ્વીની દૃઢ કરેલી ગોઠવણો તપાસે છે. આ રીતે ત અંધકાર અને તેજનાં કારણો જાણે છે, વસ્તુઓનું મૂળ શોધે છે, અને પછી તેના છેડા ઉપર જાય છે. આ રીતે જીવ અને મૃત્યુ વિષે જે કંઈ કહી

શકાય તે તે જાણે છે. સત્વ અને શ્વાસના સંબંધથી વસ્તુઓ કેમ બને છે તે તે જુવે છે, અને આત્માના ઊડી જવાથી તેમના બંધારણમાં ફેરફાર કેમ પેદા થાય છે, આ રીતે તે આત્મા અને મનના ગુણ જાણે છે.

જ્યારે આપણે ચૈતન્યને ઉદ્દેશીએ છીએ, ત્યારે આપણે સર્વ પદાર્થોમાં રહેલા ઈશ્વરની ગુપ્ત હાજરીને ઉદ્દેશીએ છીએ. પદાર્થોને ગતિમાં મૂકવા માટે ગગડાટના કરતાં વિશેષ બળવાન કોઈ નથી; પદાર્થોને વિખેરી નાંખવા માટે પવન કરતાં વિશેષ અસરકારક કોઈ નથી; સૂકવી નાંખવા માટે અગ્નિથી વિશેષ બાળનાર-સુકવનાર કોઈ નથી; સંતોષ આપવા માટે એક સરોવર કે જળવાળી જમીનથી વિશેષ ઉપકાર કરનાર કોઈ નથી; પદાર્થોને ભીંજવવા માટે જળથી વિશેષ ઘનવાન્ કોઈ નથી; પદાર્થોનો અંત લાવવા માટે અને પછી તેને નવું બળ આપવા માટે "કાન" (મૃત્યુ) કરતાં વિશેષ સંપૂર્ણ યોગ્ય કોઈ નથી આ રીતે જળ અને અગ્નિ એક બીજાને સહાય કરે છે; ગગડાટ અને વાયુ એક બીજાથી વિરુદ્ધ કાર્ય કરતાં નથી; પર્વતો અને જળસંચય પોતાની શક્તિ અદલ બદલ કરે છે. આ પદાર્થો ફેરફાર કરવાને અને રૂપાંતર કરવાને, અને સર્વ વસ્તુઓને

સંપૂર્ણતા આપવાને શક્તિવાન્ થાય છે, તે આ રીતે છે.

---

## નીતિ

જે કાર્ય તમારી તરફ કરવામાં આવે ને તે તમને પસંદ પડે નહીં તો તેવું તે બીજા તરફ કરતા નહિં.

યોગ્ય ઋતુ વગર એક પણ વૃક્ષને કાપવું, એક પણ પ્રાણીને મારવું, એ પુત્રસ્નેહથી ઉલટું છે.

મનુષ્ય પ્રમાણિકપણે ચાલવા માટે જન્મ્યો છે. જો એક મનુષ્ય પોતાનું પ્રમાણિકપણું ગુમાવે છે અને તે છતાં જીવે છે તો મૃત્યુના હાથમાંથી તેનું છટકવું, એ એક માત્ર સારું નસીબ જ છે.

આતુર, પણ પ્રામાણિક નહીં; મૂર્ખ, અને તે છતાં ધ્યાન દેનાર નહીં; સાદો, અને ને છતાં અંતઃકરણપૂર્વક નહીં, એવા મનુષ્યોને હું સમજી શકતો નથી.

"કાવ્યના પુસ્તક"માં ત્રણસો પદો છે, પણ એ સર્વની વ્યવસ્થા (રચના) એક જ વાક્યમાં સમાવી દેવાય,—"અધમ વિચારો મનમાં લાવો ના!"

કૃતજ્ઞતા અને નિખાલસપણું એને પ્રાથમિક સૂત્રો ગણો. તમારા સમાન જે ન હોય, તેવાને

મિત્રો ના કરો. જો તમારામાં દોષ હોય તો તેમનો ત્યાગ કરવાને ગભરાઓ ના.

ત્રણ હજાર ગુનાહો એવા છે કે, જેની સામા પાંચ શિક્ષાઓ ઠરાવી છે, અને તેમાં પણ પુત્ર-સ્નેહવાળા ન થવાથી વિશેષ મોટો ગુનોહ કોઈ નથી.

પાસે કંઈ ન હોય, છતાં પાસે હોવાનો ડોળ રાખવો; ખાલી હોવા છતાં ભરેલાનો ડોળ રાખવો; સંકોચમાં હોવા છતાં પ્રસંગ સરલ હોય તેવો ડોળ રાખવો, આવા ગુણોવાળા સાથે સતત સમાનતા રાખવી, એ મુશ્કેલ છે.

'ત્સ્ઝે-કુંગે' પૂછ્યું-"એક જણની આખી જીંદગી માટે અમલ કરવાના એક નિયમ તરીકે કામ લાગે એવો એક શબ્દ છે કે?" ગુરુએ (કોન્ફ્યુશીયસે) જવાબ આપ્યો: "શું અદલોબદલો એક એવો શબ્દ નથી? જે વસ્તુ તમારી તરફ કરાવવાની તમને ઇચ્છા ન હોય, તે તમારે બીજા પ્રતિ કરવી નહીં."

ત્યારે 'ત્સ્ઝે લુ'એ કહ્યું: "મહારાજ! તમારી આજ્ઞા (ઇચ્છા)ઓ સાંભળવાની મારી ઇચ્છા છે." માલિકે' (કોન્ફ્યુશીયસે) કહ્યું:-"વૃદ્ધોના સંબંધમાં, તેમને આરામ આપો; મિત્રોના સંબંધમાં, તેમને અંતઃકરણપૂર્વકનો પ્રેમ દર્શાવો; જુવાનોના સંબંધમાં, તેમની સાથે માયાથી વર્તો."

કોઇએ પૂછ્યું: "કોઇએ ઇજા કરી હોય તો તેને માયાથી બદલો આપવો, એ નિયમ વિષે તમારો શું વિચાર છે?" 'પ્રભુ'એ કહ્યું: "ત્યારે તમે માયાનો બદલો કેમ આપશો? ઇજા કરનારને ન્યાયથી બદલો આપો, અને માયાનો માયાથી બદલો આપો." (અર્થાત્ કે અયોગ્ય દયા હાનિકારક છે.)

નિષ્કાપટ્ય એ સ્વર્ગનો રસ્તો છે. નિષ્કાપટ્યની પ્રાપ્તિ, એ માણસનું કર્તવ્ય છે. જે નિષ્કપટી છે તે, જે સત્ય છે તેને જ પકડે છે અને જરા પણ વિચાર કર્યા વગર તેને ઓળખી કહાડે છે. જે નૈસર્ગિક રીતે અને સરળતાથી સત્ય માર્ગે ચાલે છે તે ઋષિ છે; ને તેજ નિષ્કાપટ્યને પ્રાપ્ત કરનારો પુરુષ છે કે, જે માત્ર સારું પસંદ કરી તેને દૃઢતાથી વળગી રહે છે.

સશસ્ત્ર સૂવું અને કંઈ પણ પશ્ચાત્તાપ વગર મૃત્યુને મળવું—ઉત્તર પ્રદેશો(માં રહેનારા)નું બળ આ જ છે, અને બળવાન્ મનુષ્યો તેને પોતાના અભ્યાસનો વિષય બનાવે છે. (અર્થાત્ કે બળવાન્ મનુષ્યો નિત્ય તત્પર રહે છે.)

બીજાને શિખવવામાં ક્ષમાવૃત્તિ અને નમ્રતા બતાવવી, અને અવિચારી આચારપર વેર ન લેવું,—દક્ષિણ પ્રદેશો(માં વસનારા)નું બળ આ

છે, અને સદ્‌ગુણી માણસ તેને પોતાના અભ્યાસનો વિષય કરે છે. (અર્થાત્ સદ્‌ગુણી મનુષ્યમાં ક્ષમા અને નમ્રતા પ્રધાન છે.)

જે માણસ, બીજા કશાપર પોતાનું ચિત્ત લગાડ્યા વગર, આખો દિવસ પોતાનું પેટ અન્નથી ભરે છે તેનો પ્રસંગ કઠિન જ છે (જે દુર્ભાગી છે, તેનો સમાગમ ફળદાયી નથી.) જગતમાં શું શિકારી અને શેતરંજ રમનારા નથી? કંઈ પણ ન કરવા કરતાં આમાંના એક થવું, એ હજી વધારે સારું છે.

જે માણસ અજ્ઞાની હોય, તેને પોતાની નિર્ણયાત્મક બુદ્ધિનો ઉપયોગ કરવાનો શોખી થવા દ્યો; જે માણસ હલકી સ્થિતિમાં હોય, તેને વસ્તુઓને દિશા (માર્ગ) બતાવવાનું કામ લેવાનો શોખી થવા દ્યો; જે માણસ ચાલુ જમાનામાં છે તેને પ્રાચીન માર્ગો તરફ જવા દ્યોઃ-આવા સર્વ માણસોપર આફત જરૂર આવવાની. (કારણ કે અજ્ઞાની મનુષ્યથી ભૂલ થવાનો સંભવ રહે છે; હલકી સ્થિતિના મનુષ્યનું નેતાપણું કોઈ સ્વીકારતું નથી, અને મનુષ્ય જૂને માર્ગે જવામાં હલકું સમજે છે.)

જ્યારે મૂળની જ બેદરકારી રાખવામાં આવી હોય, ત્યારે તેમાંથી જે ઉત્પન્ન થવું જોઇએ, તે સારી રીતે વ્યવસ્થિત થાય એમ બને નહીં. એવું

કદી પણ બન્યું નથી કે, જે અત્યંત અગત્યનું હતું, તેની સહજ સંભાળ રાખવામાં આવી હોય, અને તેજ પળે જે અલ્પ અગત્યતાનું હતું, તેની ઘણી સંભાળ રાખવામાં આવી હોય.

મનુષ્ય જાતિ એક ભારે નૌકા જેવી અને લાંબા રસ્તા જેવી છે. જે તે નૌકાને ઉંચકવાનો પ્રયત્ન કરે છે, તે તેનું વજન ઝીલી શકતો નથી; જે તે માર્ગે યાત્રા કરે છે, તે તેની સંપૂર્ણ લંબાઇએ પહોંચી શકતો નથી. મનુષ્ય જાતિમાં જેટલા જૂદા જૂદા અંશો છે (ભેદો છે), તેટલા અંશોવાળું, ભેદવાળું બીજું કોઈ નથી; અને તેથી જે તેની પ્રદક્ષિણા કરવાને બળ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે, તેને તે કામ મુશ્કેલ જણાય છે.

જો એક માણસ ક્રોધની સત્તા નીચે હોય છે તો તેનું આચરણ સત્ય (વાજબી) હોશે નહીં. જો તે ભયની સત્તા નીચે હશે અથવા (કોઈ પર) અત્યંત લાગણી (માન) ધરાવતો હશે, અથવા ગમગિનીમાં કે દુઃખમાં હશે તો તેના સંબંધમાં પણ તેમજ બનશે. (અર્થાત્ તેનું આચરણ ન્યાયી હોશે નહિં). જ્યારે મન સ્થિર હોતું નથી ત્યારે આપણે માત્ર આંખ ઉઘાડી રાખીએ છીએ, પણ આપણે કંઈ જોતા નથી; સાંભળીએ છીએ (સ્વર અથડાય છે) પણ આપણે અર્થ સમજતા

નથી; આપણે ખાઇએ છીએ, પણ જે ખાઇએ છીએ તેનો સ્વાદ કેવો છે તે જાણતા નથી. મનની યોગ્ય કેળવણીપર વ્યક્તિની ખિલવણીનો આધાર છે, એમ કહેવાથી જે સમજવામાં આવે છે તે આવું છે.

જો ભલાઇના કામોનો સંગ્રહ કરવામાં ન આવે તો તેઓ એક માણસના મનપર પોતાની છાપ મારવાને પૂરતાં હોતાં નથી (અર્થાત્ એક બે ભલાઇનાં કામો કરનારની આ જગતમાં કીર્તિ નથી). જો પાપનાં કામોનો સંગ્રહ કરવામાં ન આવે તો તેઓ એકની કીર્તિનો નાશ કરવાને પૂરતાં હોતાં નથી. નાનાં માણસો ધારે છે કે, ભલાઇનાં નાનાં કામો કંઈ કામનાં નથી, અને તેથી કરતાં નથી; અને પાપનાં નાનાં કામો કંઈ નુકસાન કરતાં નથી અને તેથી તે કરતા અટકતા નથી. તેથી તેની કૃરતા (અધમતા) એટલી મોટી થાય છે કે, તે છૂપાવી શકાતી નથી, અને તેનો અપરાધ એટલો મોટો થાય છે કે, તેને ક્ષમા આપી શકાતી નથી.

ડહાપણ (બુદ્ધિ), ઉદારતા, અને ધૈર્ય—આ ત્રણ વિશ્વવ્યાપી ગુણો છે. જે માર્ગે તેમનો વ્યવહાર થાય છે તે એક જૂદી જ વાત છે. આ ગુણોના જ્ઞાન સાથે જ કેટલાકો જન્મે છે અર્થાત્

જન્મથી જ બુદ્ધિવાન્, ઉદાર અને ધૈર્યવાન્ હોય છે); કેટલાકો અભ્યાસથી તેને જાણે છે; કેટલાકો દુઃખકર અનુભવના પરિણામ તરીકે તેને મેળવે છે. પણ એક વાર તેમનું જ્ઞાન થયા પછી તે (ગમે તેમ મળ્યા હોય પણ પરિણામે) એકનું એક જ છે. કેટલાકો નૈસર્ગિક સરલતાથી તેનો અમલ કરે છે; કેટલાકો તેથી મળતા લાભ મેળવવાને માટે અમલ કરે છે; અને કેટલાકો ઘણી મ્હેનતે તેનો અમલ કરે છે. પણ જ્યાં એક વાર તેનો અમલ થયો, પછી તે એકનું એક જ છે.

સાર્વત્રિક પાળવાના ધર્મો પાંચ છે; જે સદ્ગુણોથી તેમનો પ્રયોગ થાય છે તે ત્રણ છે. ફરજોઃ- રાજા અને પ્રધાન વચ્ચેની; પિતા અને પુત્ર વચ્ચેની; મોટા ભાઈ અને નાના ભાઈ વચ્ચેની; અને મિત્ર મિત્ર વચ્ચેની (અને પતિપત્ની વચ્ચેની). આ પાંચ સાર્વત્રિક કરવાની ફરજો છે. જ્ઞાન, ઔદાર્ય, અને ઉત્સાહશક્તિ; આ ત્રણ સદ્ગુણો સાર્વત્રિક બંધનકર્તા છે, અને જે માર્ગે માણસો તેનો અમલ કરે છે, તે કાર્યની એકતા (એક નેમ) છે.

માણસને જ્યારે માયા અને પ્રેમ થાય છે, ત્યારે તેઓ પક્ષપાત કરે છે; જ્યારે તેઓ ધિક્કારે છે અને નાપસંદ કરે છે ત્યારે પક્ષપાત કરે છે; જ્યારે તેઓને કોઇનો ભય લાગે છે, અને કોઈ

માટે માનની લાગણી ધરાવે છે ત્યારે તેઓ પક્ષ-પાત કરે છે; જ્યારે તેઓના મનમાં દિલગીરી અને દયા ઉત્પન્ન થાય છે ત્યારે તેઓ પક્ષપાત કરે છે; જ્યારે તેઓ અભિમાની અને અવિવેકી થાય છે ત્યારે તેઓ પક્ષપાત કરે છે. આથી જ આ જગતમાં એવા ઘણા જ થોડા માણસો છે કે, જેઓ ચાહ રાખે છે, અને વળી સાથે સાથે તે જ પળે પોતાના ચાહના કે તિરસ્કારના વિષયના ખરાબ ગુણો જાણે છે, અને વળી પોતાના તિર-સ્કારના વિષયના સારા ગુણો જાણે છે. તેથી, આ સાધારણ કહેતી છે; "એક માણસ પોતાના પુત્રના દુર્ગુણો જાણતો નથી, પોતાના ઉગાડેલા અના-જની શ્રેષ્ઠતા જાણતો નથી."

---

## સદ્ગુણ

એક માણસ જેટલો સૌન્દર્યને ચાહે છે, તેટલો સદ્ગુણને ચાહનારો એક પણ માણસ મેં જોયો નથી.

દૃઢતા, સહનશીલતા, સાદાઈ અને નમ્રતા એટલા સદ્ગુણના સાંનિધ્યમાં છે. માત્ર જે ખરો સદ્-ગુણી હોય છે, તે બીજાને ચાહી શકે છે અથવા તિરસ્કારી શકે છે.

શું સદ્ગુણ એક એવી દૂર પડેલી વસ્તુ છે? હું સદ્ગુણી થવા માંગું છું, (એવી ઇચ્છા કરો) અને લેઓ, સદ્ગુણ તમારી પાસે જ છે.

મીઠા મીઠા શબ્દો અને સાંત્વનશીલ દેખાવ, એ ભાગ્યે જ સદ્ગુણ સાથે જોડાય છે.

મહાન્ ઈશ્વરનાં કર્મોનો અવાજ પણ નથી તેમ ગંધ પણ નથી, એ સંપૂર્ણ સદ્ગુણ છે.

સદ્ગુણને તેના એકલાના જ પગપર ઉભો રહે-વાને છૂટો મૂકવામાં આવતો નથી. જે સદ્ગુણનો અમલ કરે છે તેના પાડોશી પણ હોય છે.

પેલો "હૂઇ" છે, તે લગભગ સંપૂર્ણ સદ્ગુણને પામ્યો છે. તેને વારંવાર કંઈ ને કંઇની જરૂર પડે છે. ( સદ્ગુણીને ત્યાં રોજ જ દુકાળ.)

જે માણસને, તેની તરફ લોકો જરાપણ જોય નહીં તે છતાં, મનમાં યત્કિંચિત્ પણ ગ્લાનિ થતી નથી, તે શું સંપૂર્ણ સદ્ગુણી માણસ નથી?

એક દિવસ પણ પોતાનું બળ સદ્ગુણને સોંપે એવી શક્તિવાળો એક પણ છે? મેં એવો એક પણ પ્રસંગ જોયો નથી, જેમાં તેનું બળ અપૂર્ણ થઈ પડે.

શ્રેષ્ઠ માણસો, જો કે નિરંતર સદ્ગુણી તો નહીં જ, તો પણ ઘણા થયા છે. અફસોસ! પણ એક પણ નીચ માણસ અને—સદ્ગુણી થયો નથી.

અહૂણાં, સંપૂર્ણ સદ્‌ગુણી માણસ, પોતાને સંસારમાં સ્થિર કરવાની ઇચ્છાથી, બીજાને સ્થિર કરવાનું પણ શોધે છે; પોતાને મોટો કરવાની ઇચ્છાથી, બીજાઓને મોટા કરવાનો પણ પ્રયત્ન કરે છે.

સદ્‌ગુણ થોડો અને અધિકાર મોટો; અકલ થોડી અને યોજનાઓ મોટી; જોર કમી અને બોજો ભારે; જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં નિષ્ફળતા નથી આવતી, એવું ભાગ્યે જ બને છે.

સદ્‌ગુણી મનુષ્યો પ્રામાણિકપણે જરૂર બોલવાનાજ; પણ જેમનાં વચનો તદ્દન ખરાં હોય તેઓ સદ્‌ગુણી ન પણ હોય. નિયમસર બોલનારા –નિયમવાળા—નિઃસંશય હિંમતવાન્ હોય છે; પણ જેઓ હિમ્મતવાન્ હોય છે, તેઓ હંમેશાં નિયમવાળા માણસો હોતા નથી.

'ત્સે'ના ઉમરાવ પાસે ચચ્ચાર ઘોડાની જોડીની એક હજાર જોડી હતી, પણ તેના મૃત્યુને દિવસે લોકોએ એક પણ સદ્‌ગુણ માટે તેનાં વખાણ કર્યાં ન હતાં. 'શૌયાંગ' પર્વતની તળેટીમાં 'પાઇહે' અને 'શુહત્સે' ભૂખથી મરી ગયા છે, પણ આજે પણ લોકો તેમના યશ ગાય છે.

જળ અને અગ્નિ એ બેમાંથી એકના કરતાં પણ સદ્‌ગુણ માણસને વિશેષ છે (સદ્‌ગુણની

કીમત વિશેષ છે). પાણીપર કે અગ્નિપર ચાલવાથી માણસને મરી જતાં મેં જોયા છે, પણ સદ્ગુણને માર્ગે જનારા એક પણ માણસને મરી જતાં મેં જોયો નથી.

'ફાં-શે'એ સંપૂર્ણ સદ્ગુણના લક્ષણ વિષે પૂછ્યું ત્યારે પ્રભુએ જવાબ દીધો: "એકાંતવાસમાં ગંભીર બેસવામાં સદ્ગુણ છે; કામની વ્યવસ્થા કરવામાં માનસહ ધ્યાન આપવામાં છે; બીજા સાથે વ્યવહાર કરવામાં સંપૂર્ણ સાચા થવામાં છે. પછી એક માણસ જો કે જંગલી, સંસ્કાર રહિત જાતિઓમાં જાય, તોપણ આ ગુણોને તરછોડવા નહીં."

'ચુંગ-કુંગે' સંપૂર્ણ સદ્ગુણના લક્ષણ વિષે પૂછ્યું ત્યારે પ્રભુએ કહ્યું: " તમે જ્યારે બહાર જાઓ ત્યારે જાણે તમે એક મહાન્ અતિથિને આવકાર આપતા હો, તેમ વર્તવામાં સદ્ગુણ છે; જાણે તમે યજ્ઞમાં મદદ કરતા હો તેમ લોકોને કામે લગાડવામાં છે; જેમ તમે તમારી તરફ બીજા ન વરતે તેમ ઇચ્છો તેમ બીજા તરફ તમારે પોતે ન કરવામાં છે; લોકો તરફથી અને તમારા પોતાના કુટુમ્બ તરફથી તમારી વિરુદ્ધ કંઈ બબડાટ ન થાય તેમ વર્તવામાં છે."

જે સંપૂર્ણ સદ્ગુણવાન્ થવાનો હેતુ રાખે છે ત પોતાની ક્ષુધા શાંત કરવાને પોતાના ભોજન

તરફ જોતો નથી, તેમ આરામ લેવાને પોતાના રહેવાના મકાન તરફ નજર કરતો નથી; તે જે કામ કરે છે તે અંતઃકરણપૂર્વક કરે છે, અને જે વચન ઉચ્ચારે છે તેમાં સંભાળ રાખે છે; તે નિયમાનુસાર વર્તનારા મનુષ્યોની સોબત કરે છે કે જેથી પોતે પ્રામાણિકપણે રહી શકે. આવા માણસને માટે ખરેખર કહી શકાય કે તે શીખવાપર પ્રેમ રાખે છે.

જે પ્રાચીન લોકો આખા સામ્રાજ્યમાં પોતાના સદ્‌ગુણનો દાખલો આપવા ઇચ્છતા હતા તેઓએ પહેલાં તો પોતાનાં રાજ્યો અથવા મુલકોની સારી વ્યવસ્થા કરી; પોતાના રાજ્યોની વ્યવસ્થા કરવાની ઇચ્છાવાળા તેઓએ પહેલાં તો પોતાનાં કુટુમ્બોની સારી વ્યવસ્થા કરી; પોતાનાં કુટુમ્બોની વ્યવસ્થા કરવાને માટે તેઓએ પહેલાં તો પોતાના અંગને બાહ્ય સંસ્કારોથી શુદ્ધ કર્યાં; પોતાના અંગની બાહ્ય શુદ્ધિ કરવાની ઇચ્છાથી તેઓએ પહેલાં તો પોતાના અંતઃકરણોને બરાબર કર્યાં (અર્થાત્ અંતર શુદ્ધિ કરી); અંતઃકરણોની શુદ્ધિ કરવાની ઇચ્છાથી તેઓએ પહેલાં તો પોતાના વિચારોમાં સત્યતા લાવવાનો પ્રયત્ન કર્યો; પોતાના વિચારોને સત્યગ્રાહી કરવાની ઇચ્છાથી તેઓએ પહેલાં તો પોતાનું જ્ઞાન બને તેટલું

વધાર્યું. જ્ઞાનનો આવો વધારો, પદાર્થોના કાર્યકારણભાવ શોધવામાં રહે છે.

પદાર્થો વિષે યથાર્થ શોધન થયાથી જ્ઞાન સંપૂર્ણ થાય છે. જ્ઞાન સંપૂર્ણ થયાથી વિચારો સત્યગ્રાહી થાય છે. વિચારો સત્યગ્રાહી થયાથી તેમનાં અંતઃકરણો પ્રામાણિક થાય છે. તેમનાં અંતઃકરણો પ્રામાણિક થતાં તેમનાં અંગો(ચારિત્ર્યો)ની ખીલવણી થાય છે. તેમનાં અંગો (ચારિત્ર્યો)ની ખીલવણી થતાં તેમના કુટુમ્બોની વ્યવસ્થા થાય છે. તેમના કુટુંબોની વ્યવસ્થા થતાં તેમનાં રાજ્યોની બરાબર વ્યવસ્થા થાય છે. તેમનાં રાજ્યોની બરાબર વ્યવસ્થા થતાં આખું સામ્રાજ્ય શાંત અને સુખી થાય છે.

---

## વિદ્યા

જ્યાં શિક્ષણ આપવામાં આવતું હોય ત્યાં વર્ગોનો ભેદ પડશે નહીં. (અર્થાત્ વિદ્યા આગળ સર્વ સમાન છે, જ્ઞાનીને કશો ભેદ નથી.)

શબ્દોનું બળ જાણવા વગર માણસને ઓળખવાનું અશક્ય છે.

ભાષામાં તો માત્ર અર્થ જણાવવાની જરૂર છે.

જે પોતાના કુટુમ્બને શીખવી શકતો નથી તે બીજાને શીખવે એવો સંભવ નથી.

વિચાર વગર શીખવું એ મહેનત બરબાદ કરવા બરાબર છે; શીખ્યા વગર વિચાર કરવો એ ભયંકર છે.

અખંડ ખંત અને ધ્યાન આપીને શીખવું શું આનંદકર નથી?

જાણે તમે તમારો હેતુ સિદ્ધ ન કરી શકયા હો અને તે હેતુ ચુકી જવાનો ભય રહેતો હોય તેમ શીખો.

જે વિદ્યાર્થી સુખ સગવડપર પ્રેમ રાખે છે તે વિદ્યાર્થી તરીકે ગણાવાને લાયક નથી.

જો વિદ્યાર્થી ગંભીર નહીં હોશે તો, તે કોઇનું માન ખેંચી શકશે નહીં, અને તેનું જ્ઞાન નક્કર (સબળ, ઉંડુ) થશે નહીં.

જે વિદ્યાર્થીનું મન સત્ય તરફ વળેલું છે અને તે છતાં જે પોતાનાં ખરાબ કપડાં અને ખરાબ ખોરાકથી શરમાય છે તે વાત કરવાને લાયક નથી.

હું આખો દિવસ ખાધા વગર અને આખી રાત સૂતા વગર રહ્યો છું, કારણ કે વિચારમાં રોકાયલો હતો. એ કંઈ કામનું, લાભનું નથી. વધારે સારી યોજના તો શીખવાની છે, વિદ્યા ગ્રહણ કરવાની છે.

જ્યારે હું બીજા બે સાથે ચાલું છું ત્યારે તેઓ મારા શિક્ષકો તરીકે પૂરવાર થાય છે. હું તેમના

સદ્‌ગુણો પસંદ કરીશ, અને તે પ્રમાણે ચાલીશ; તેમના દુર્ગુણો જોઇશ, અને તેમનાથી દૂર રહીશ. (અર્થાત્ બે માણસમાં ફરનાર સદ્‌ગુણ અને દુર્ગુણની પરીક્ષા કરતાં શીખે છે.)

જો નામો બરાબર નહીં હોય તો ભાષા, વસ્તુની સત્યતાને અનુસરતી નહીં હોય. જો ભાષા વસ્તુની સત્યતાને અનુસરતી ન હોય તો કામ સંપૂર્ણ પાર પાડી શકાશે નહીં.

'યુ!' જ્ઞાન શું છે તે હું તને શીખવું? "જ્યારે તું એક વસ્તુને ઓળખે છે ત્યારે, તું તેને જાણે છે એમ માનજે; અને જ્યારે તું એક વસ્તુને ઓળખતો ન હોય ત્યારે, તું તેને નથી ઓળખતો એમ માનવા દેજે. આનું નામ જ્ઞાન છે."

તેની પ્રજામાં બે જણા એવા છે કે જેમની સાથે તે પોતાની પ્રજા તરીકે વર્તતો નથી. જ્યારે કોઈ તેના પૂર્વજનું રૂપ ધારણ કરે છે ત્યારે તે તેને પોતાની પ્રજા તરીકે તેને ગણતો નથી, તેમ તે પોતાના ગુરુને પ્રજા તરીકે ગણતો નથી.

જો એક માણસ એક પ્રયત્ને વિજયી થાય તો તે બીજા સો પ્રયત્નો કરશે. જો બીજો દશ પ્રયત્ને વિજયી થાય તો તે બીજા હજાર પ્રયત્નો કરશે. એક માણસને આ માર્ગે જવા દો, અને જો કે તે મૂર્ખ હશે તોપણ, તે જરૂર બુદ્ધિવાન્ થશે; જો તે નિર્બળ હશે તો તે જરૂર બળવાન્ થશે.

જ્યારે એક બુદ્ધિવાન્ અને ગુણવાન્ મનુષ્ય વિદ્યા ગ્રહણ કરવાની મુશ્કેલી અને સરળતા જાણે છે, અને વિદ્યાના સારા અને નઠારા ગુણો જાણે છે; ત્યારે તે શીખવવાની પોતાની રીતિઓ ફેરવી શકે છે. જ્યારે તે શીખવવાની પોતાની રીતિઓ ફેરવી શકે છે ત્યારે તે એક ખરેખરો ગુરુ થઈ શકે છે.

જે આતુર નથી તેને હું સત્ય બતાવતો નથી, તેમ જે પોતાને જાતે મદદ કરવાને ચિંતાતુર નથી તેને હું મદદ કરતો નથી. જ્યારે હું એક વાર એક વિષયનો એક ખુણો કોઈને પણ ઉઘાડો કરી આપું છું, અને (પછી) તે પોતે તેમાંથી બીજા ત્રણ ખુણા શીખી શકતો નથી, ત્યારે હું તેને મારો પાઠ ફરી કહી સંભળાવતો નથી.

જે શિક્ષક ખુબીપૂર્વક પ્રશ્ન પૂછાવાની રાહ જોય છે તેની, એક ઘંટપર મારવામાં આવતા ટકોરા સાથે સરખામણી કરી શકાય. નાની હથોડીથી ઘંટને ટકોરો મારો, અને અવાજ ઝીણો આવશે; મોટી હથોડી મારો, અને અવાજ મોટો આવશે. પણ થોડે થોડે વખતે અને બરાબર રીતે ટકોરા મારજો, અને તેનામાં જેટલી શક્તિ હશે તેના પ્રમાણમાં તેનો અવાજ બહાર આવશે.

કેટલાક એવા હોય છે ખરા કે જેમની સાથે બેસીને આપણે અભ્યાસ કરીએ, પણ આપણી સાથે મૂળ સિદ્ધાંતે પહોંચવાને તેઓ આપણને અશક્ત જણાશે. આપણે કદાચ સિદ્ધાંત સૂધી તેમની સાથે જઇએ, પણ તે મૂળ સિદ્ધાંતમાં દૃઢ થવામાં તેઓ આપણને અશક્ત જણાશે. અથવા, જો તેમની સાથે આપણે તે સિદ્ધાંતોમાં દૃઢ થઇએ, તો તેઓ આપણી સાથે સાથે બનતા ચાલુ બનાવોની તુલના કરવાને અશક્ત જણાશે. (કહેવાનું તાત્પર્ય એ છે કે ગમે ત્યાં પણ મતભેદ પડવાનો.)

વિદ્યાની સરખામણી, એક ડુંગર ઉભો કરવામાં જે બને છે તેની સાથે કરવામાં આવે. ડુંગર પૂરો કરવાને એક પણ ટોપલી ઓછી હોય અને હું અટકી પડું, તો અટકી પડવું એ મારું પોતાનું જ કર્મ છે. તેની સરખામણી ડુંગર(ની ટૉચ) સપાટ કરવા સાથે થાય. જો કે માત્ર એક એક ટોપલી એકી વખતે નાંખવામાં આવે તો તે (કાર્ય)ની પ્રગતિ એ મારા પોતાના આગળ વધવા જેવી છે.

'મહા મઠ'માંના કાનુનોનો હેતુ, રોગ પ્રત્યક્ષ થાય તે પહેલા અટકાવવાને માટે; જ્યારે જોઇએ ત્યારેજ અણીને વખતે શિક્ષણ આપવાને માટે; પ્રસંગોને અનુકૂળ થાય તેવા યોગ્ય પાઠો શીખ-

વવાને માટે; અને જેમને લાગતું વળગતું હોય તેમનાપર દૃષ્ટાંતની સારી અસર થવા માટે છે. આ ચાર કારણોને લીધે જ શિક્ષણ આટલું બધું ખીલ્યું હતું.

પ્રાચીન લોકો વિદ્યા શીખવા-શીખવવામાં જુદી જુદી વસ્તુઓની સરખામણી કરતા હતા અને તેમની વચ્ચેની સામ્યતા શોધતા હતા. પડઘમનો સંગીતના કોઈ પણ સુરો સાથે ખાસ સંબંધ નથી, પણ તેના વગર સુરોની તાદૃશ્યતા થઈ શકતી નથી. જલનો, પાંચ રંગોમાંના કોઇની પણ સાથે ખાસ સંબંધ નથી, (અર્થાત્ જળ રંગ વગરનું છે,) પણ જળ વગર રંગો બતાવી શકાતા નથી. વિદ્યાનો પાંચ ઇંદ્રિયોમાંની કોઇ પણ સાથે ખાસ સંબંધ નથી, પણ વિદ્યા વગર ઇંદ્રિયોને નિયમમાં રાખી શકાતી નથી.

એક વિદ્વાન્ સોનું અને હીરાને કીમતી ખજાનો ગણતો નથી, પણ ભક્તિ (એકનિષ્ઠા) અને સારી શ્રદ્ધા (સારા વિશ્વાસ)ને કીમતી ગણે છે. તેને ખેતરો અને રાજ્યની ઇચ્છા થતી નથી, પણ સત્યતાની સ્થાપનાને પોતાનું સામ્રાજ્ય માને છે. તે દોલતના ઢગલાની ઇચ્છા કરતો નથી, પણ ઘણા સદ્ગુણોની પ્રાપ્તિને પોતાની દોલત સમજે છે. આવા પુરુષને જીતવો મુશ્કેલી છે, પણ તેને

આપવું સહેલ છે. તેને આપવું સહેલ છે, પણ તેને રાખવો મુશ્કેલ છે.

વિદ્યાના શોખીન થવું એ વિદ્યાની સમીપમાં રહેવા બરાબર છે. ઉત્સાહથી કામ કરવું એ ઔદાર્યની સમીપમાં રહેવા બરાબર છે. શરમની લાગણી રાખવી એ ઉત્સાહની સમીપમાં રહેવા બરાબર છે. જે મનુષ્ય આ ત્રણ વસ્તુઓ જાણે છે તે પોતાનાં ચારિત્ર્યને કેમ સંસ્કારી બનાવવું તે જાણે છે. પોતાનું ચારિત્ર્ય કેમ સંસ્કારી બનાવવું તે જે જાણે છે તે બીજા માણસોપર સત્તા કેમ ચલાવવી તે જાણે છે. બીજા માણસોપર સત્તા કેમ ચલાવવી તે જાણનારો મનુષ્ય સામ્રાજ્યનાં સર્વ પેટાં રાજ્યો અને કુટુમ્બો સહિત સામ્રાજ્ય-પર સત્તા કેમ ચલાવવી તે જાણે છે.

વિદ્વાન્ સાથે મિત્રભાવનો સંબંધ ખીલવવામાં આવે, પણ તેને અંકુશમાં રાખવાનો જરા પણ પ્રયત્ન કરવો જોઇએ નહીં. તેની સાથે ગાઢ સંબંધ કરવાનું શોધવામાં આવે, પણ તેની સાથે ગાઢ સંબંધ બળજોરીથી કરી શકાતો નથી. તેને મારી નાંખવામાં આવે, પણ તેનો અપયશ કરી શકાતો નથી. પોતાના નિવાસસ્થાનમાં તે ઉડાઉ થશે નહીં, તેમ ખાવા અને પીવામાં તે સવાદિયો થશે નહીં. તેની ભુલો અને દોષો માટે તેને

માયાથી ઠપકો આપવામાં આવે, પણ તેની નજરોનજર તે સર્વની કથા-ઇતિહાસ કહેવા દેશે નહીં, એવી તેની હિંમત અને નિશ્ચય હોય છે.

જ્ઞાનનો ફેલાવો વસ્તુઓની બારિક તપાસ કરવાથી થાય છે. વસ્તુઓની બારિક તપાસ કરી હોય તો, તેમનું જ્ઞાન પૂર્ણ થાય છે. જ્ઞાન પૂર્ણ થતાં વિચારો અંતઃકરણપૂર્વકના બને છે. વિચારો અંતઃકરણપૂર્વકના થતાં અંતર પ્રામાણિક થાય છે. અંતર પ્રામાણિક થતાં મનુષ્યનાં ચારિત્ર્યની ખેતી (ખીલવણી) થાય છે. ચારિત્ર્યની ખેતી થતાં કુટુમ્બો નિયમમાં રહે છે. કુટુમ્બો નિયમમાં રહેતાં પેટાં રાજ્યોપર ન્યાયપુરઃસર શાસન ચલાવવામાં આવે છે. પેટાં રાજ્યોપર ન્યાયપુરઃસર શાસન ચલાવવામાં આવતાં આખું રાજ્ય શાંત અને સુખી થાય છે.

એક વાર દોષ જાહેરમાં દર્શાવાયા પછી તેની મના કરવાથી તેની સામે વિરુદ્ધતા આવે છે, અને તેનો અટકાવ ફતેહમંદીથી અમલમાં મૂકી શકાતો નથી. શિક્ષણ આપવાનો સમય એક વાર વીતી ગયા પછી શિક્ષણ આપતાં મહેનત પડે છે અને મૂશ્કેલીથી શિક્ષણ ગ્રહણ થાય છે. વગર વિચારે અને યોગ્યતા વગર પાઠો શીખવવાથી નુકસાન અને અવ્યવસ્થા થાય છે, અને

તેનો હેતુ પાર પડતો નથી. એકલા અને કોઇ પણ સાથીઓ વગર શીખવાથી એક માણસ એકાંતી, જંગલી, અને હુશિયારી વગરનો થાય છે. ઔત્સવિક પ્રસંગો સાથે મિત્રતા કરવાથી એક માણસ પોતાના ગુરુની સામે થવા દોરાય છે. દુરાચારીઓ સાથે મિત્રતા કરવાથી એક માણસ પોતાના અભ્યાસ તરફ બેદરકારી રાખવાને દોરાય છે.

વિદ્વાન્ માણસ પોતાના કુટુમ્બીઓને વગર અચકવે જાહેરની સેવા બજાવવાની ભલામણ કરે છે, કારણ કે તેઓ સગાં છે; અને બીજાઓને, તેના પોતાના પ્રતિની તેમની શત્રુવટનો વિચાર કર્યા વગર, જાહેર સેવા કરવાની સૂચના કરે છે. તે માણસોના સદ્ગુણોની કીમત કરે છે, અને તેમની સર્વ સેવાઓનો વિચાર કરે છે, અને સદ્ગુણી અને શક્તિવાનને પસંદ કરે છે, અને તેમની તરફથી કંઈ પણ બદલાની આશા રાખ્યા વગર તેમને આગળ કહાડે છે. આ રીતે કાજકર્તા પોતે જે માંગે છે તે મેળવે છે, અને જો રાજ્યને લાભ થાય છે તો, વિદ્વાન્ તેથી ધન કે માન પોતાને માટે માંગતો નથી. યોગ્ય પુરુષોને નોકરીમાં રાખવાને ઉત્તેજન આપવાને અને શક્તિવાનોને બહાર લાવવાને માટે તેનું આવું સ્થાન છે.

વિદ્વાન્ ઈશ્વરના પુત્રના સચિવનું મોટું પદ

સ્વીકારશે નહીં, તેમ એક રાજ્યના રાજાની નોકરી કરવાનું હલકું પદ પણ સ્વીકારશે નહીં. વાનપ્રસ્થાવસ્થામાં તે પોતાનાપર દેખરેખ રાખે છે, અને મનનું ઔદાર્ય વધારવામાં મહત્તા ગણે છે; અને વળી તેજ પળે બીજા સાથના વ્યવહારમાં હિંમતવાન અને મક્કમ બને છે. શું કરવું જોઇએ તે જણાય તેટલા માટે તે પુષ્કળ શીખે છે; તે પોતાને સુંદર કળાઓથી જાણીતો કરે છે, અને એ રીતે પોતાના ચારિત્ર્યના સર્વ ખુણાઓ અને નાના મોટા ખુંટાને સરખા બનાવે છે. (અર્થાત્ કે પોતાના દોષોને સુધારે છે.) જો કે એક રાજ્યમાં તેનો ભાગ પાડવાની માગણી કરવામાં આવી હતી, પણ તેની પોતાની નજરમાં તો તે જોખવાનાં નાનાં કાટલાં કરતાં વધારે થયો નહીં. તે એક પ્રધાનમંડળનો સ્વામી થશે નહીં, તેમ તે કોઈ અધિકારપદ સ્વીકારશે નહીં. પોતાને માટે તે જે નિયમો અને આચાર નકી કરે છે તે આવા પ્રકારના છે.

પાંચ વાદળાં–આવરણો: વિદ્યાના પ્રેમ વગર દાની થવાનો પ્રેમ કેટલાકને હોય છે. આ આવરણ આ પ્રસંગમાં મૂર્ખતાયુક્ત સાદાઈ ઉત્પન્ન કરે છે. વિદ્યાના પ્રેમ વગર જાણવાનો પ્રેમ કેટલાકોને હોય છે. આ પ્રસંગમાં આ આવરણ

પરિણામ વિષે નુકસાનકારક બેદરકારીને પેદા કરે છે. વિદ્યાના પ્રેમ વગર કેટલાકોને સત્યતાનો શોખ હોય છે. આ પ્રસંગમાં આ આવરણથી જંગલીપણું જન્મે છે. વિદ્યાના પ્રેમ વગર કેટલાકોને હિંમતનો પ્રેમ હોય છે. આ પ્રસંગમાં આ આવરણથી અપરાધીનતા જન્મે છે. વિદ્યાના પ્રેમ વગર કેટલાકોને દૃઢતાનો પ્રેમ હોય છે. આ પ્રસંગમાં આ આવરણ અમર્યાદ આચાર ઉત્પન્ન કરે છે.

---

## લગ્ન

શાસનપદ્ધતિનો અમલ કરવામાં ધ્યાન આપવા યોગ્ય પ્રથમ વસ્તુઓ વિધિઓ છે. હા, લગ્નની ક્રિયા શાસનપદ્ધતિના પાયામાં રહી છે. (અર્થાત્ સંસારવ્યવસ્થાનો પાયો લગ્નક્રિયા છે).

પ્રાચીન લોકોમાં સંસારઘટનાની વ્યવસ્થા કરવામાં, માણસોપર પ્રેમ રાખવો એ મોટી વાત હતી. માણસપર પ્રેમ રાખવાના તેઓના નિયમમાં, વિધિઓના નિયમો એ મોટી વાત હતી. એ નિયમોની વ્યવસ્થામાં, પૂજ્યભાવ એ મોટી વાત હતી. પૂજ્યભાવનું અંતિમ દર્શન કરાવવા માટે, તેનો ઉત્તમ દાખલો લગ્નની મોટી મોટી વિધિઓમાં આપણે જોઇએ છીએ.

પૂર્વજોના મંદિરમાં ચાલતી સેવાઓ (વિધિ-ઓ)ને ભૂતાવલોકિત સ્વરૂપમાં ચાલુ રાખવાના હેતુથી; અને કુટુમ્બની પરમ્પરા ભવિષ્યની દૃષ્ટિએ ચાલુ રાખવાના હેતુથી; જુદા જુદા બે શિરોનામવાળાં કુટુમ્બો વચ્ચે પ્રેમગ્રંથિરૂપ થઈ પડવાને માટે લગ્નની વિધિઓ રચવામાં આવી હતી. તેટલા માટે મહા શ્રેષ્ઠિઓ, પ્રાચીન રાજાઓ તેની મોટી કીમત આંકે છે.

તેટલા માટે જુદી જુદી પ્રાસ્તાવિક ક્રિયાઓના સંબંધમાં વિવાહની માગણી તેની સાથની બક્ષિસો (પહલાં, પેહેરામણી) સાથે કરવી; કન્યાના નામ (ગુણદોષ) વિષે તપાસો કરવી; મંજુર કરેલા–પસંદ કરેલા ઉત્સવ (ફલાણાના ફલાણી સાથે જન્માક્ષર મળતા આવે છે, અર્થાત્ તે ઈશ્વરને પસંદ છે તે)ની ખબર આપવી; ખાસ ભેટો (મિત્રો, સગાં, સાસરિયાં વિગેરેની) સ્વીકારવી; અને દિવસ નક્કી કરવાની વિનતિ કરવી. આ સર્વ કન્યાપક્ષના મુખ્ય માણ-સને, જ્યારે તે પૂર્વજ–આલયમાં સાદડીપર અથવા અઢેલવાના બાજઠપર બેઠો હોય ત્યારે, સંભળા-વવામાં આવતી હતી.

જ્યારે તેઓ (વરપક્ષના) આવી પહોંચતા, ત્યારે તે દરવાજા બહાર દૂતને મળતો અને તેને આવકાર આપતો, અને જેવો તે ઘરમાં દાખલ

થતો કે તેને સ્થાન આપતો; ત્યાર પછી તેઓ પૂર્વજ-મંદિરમાં આવતાં.* પૂર્વજ-મંદિરમાં આ પ્રમાણે સૂચનાઓ (માગણીઓ) સાંભળવામાં આવતી, અને આ રીતે ક્રિયાને માન અપાતું, અને તેપર દેખરેખ રાખવામાં આવતી, અને તેની અગત્ય બતાવવામાં આવતી, અને તેની સર્વ વિધિ શુદ્ધ હોવી જોઇએ તેની સંભાળ લેવાતી.

(સર્વ વિધિઓ વિષે) માન, સાવધાનતા, અગત્ય, સર્વ વિધિ શુદ્ધ રાખવા પર લક્ષ, અને છેવટે પરસ્પર સ્નેહ. લગ્નક્રિયાના આ મુખ્ય મુદ્દાઓ છે, અને સ્ત્રી અને પુરુષ વચ્ચે પાળવાના ભેદને, અને પતિ અને પત્ની વચ્ચેની ટકાવી રાખવાની સત્યતાને સ્થાપવાને એ મુદ્દાઓ કામ લાગે છે. સ્ત્રી અને પુરુષના ભેદમાંથી પતિ અને પત્ની વચ્ચેની સત્યતા જન્મે છે; એ સત્યતામાંથી પિતા અને પુત્ર વચ્ચેનો સ્નેહ પેદા થાય છે; અને એ સ્નેહમાંથી થાય છે. રાજા અને પ્રધાન વચ્ચેની યોગ્ય લાગણી ઉત્પન્ન થાય છે. તેટલા માટે એમ કહેવાય છે કે, "લગ્નની ક્રિયા એ બીજી સર્વ ક્રિયાઓ પાળવાનું મૂળ છે."

---

* ચીનમાં દરેક ઘરમાં દેવને માટે અલગ સ્થાન કાઢાડવા ઉપરાંત મૃત પૂર્વજો, પિતૃઓને માટે પણ એક ખાસ સ્થાન રાખવામાં આવે છે અને તે દેવાલયની માફક પિતૃઓનું પવિત્ર મંદિર ગણાય છે.

તેટલા માટે, પૂર્વ કાળમાં કન્યાને, તેના લગ્નની આગમજ ત્રણ મહીના સુધી, તેના શિરોનામવાળા પૂર્વજના મુખ્ય મંદિરમાં, જો તે મંદિર તે વેળાએ હયાત હોય તો, તેના શિરોનામવાળા કુટુમ્બીઓના જાહેર મંદિરનો મોભ્ભો સચવાય તેમ, શિક્ષણ આપવામાં આવતું હતું. જો તેવું મંદિર હયાત ન હોય તો, જે શિરોનામ તેનું હોય તે શિરોનામવાળી શાળાના વડાના જાહેર મંદિરમાં તેને શિક્ષણ આપવામાં આવતું હતું. ત્યાં તેને સદ્ગુણ, (વિવેકથી) બોલતાં, (વિનયથી) ચાલતાં, અને એક પત્નીને યોગ્ય કામ શીખવવામાં આવતું હતું. જ્યારે શિક્ષણ પુરું થતું ત્યારે, તેણે પોતાના પિતૃને, ભોગ તરીકે મત્સ્યને લઇ, અને બતક જે ચારો ખાય છે તેના (Duckweed) અને જળમાં ઉગતી એક જાતની વનસ્પતિ (Pond-weed)ના બનાવેલા સેરવાઓનો બલિ આપતી. પત્નીને યોગ્ય આજ્ઞા પાલનતાનું આવી રીતે તેણીને શિક્ષણ અપાતું હતું.

બાળકને માટે મહેલમાં એક ખાસ ઓરડો તૈયાર કરવામાં આવતો હતો, અને સર્વ ઉપ-પત્નીઓ અને બીજા યોગ્ય મનુષ્યોમાંથી મનની ઉદારતા માટે, નમ્ર માયા માટે, નમ્ર પ્રામાણિકતા માટે, માનવંત દેખાવ માટે, સાવચેતી માટે

અને વાચાળપણામાંથી મુક્ત હોવા માટે કોઈ એક જાણીતી સ્ત્રીને પસંદ કરવામાં આવતી અને છોકરાના શિક્ષક તરીકે તેને નીમવામાં આવતી. પછી એક બીજીને પસંદ કરવામાં આવતી જે તેને લાડ લડાવનાર માતાનું કામ કરતી, અને ત્રીજી તેની રક્ષક માતા તરીકે નિમાતી. આ સર્વે તેના ઓરડામાં રહેતી, જેમાં, કામ સિવાય, બીજીઓ દાખલ થતી નહીં.

જુના કાળમાં 'ઈશ્વરના પુત્ર'ની રાણી અંતઃપુરને છ વિશાળ મહેલોમાં વહેંચી નાંખતી. જેમાં 'ફ્યુ–ઝાન' નામની ત્રણ, 'પીન' નામની નવ, 'શીહ–ફ્યુ' નામની સત્તાવિશ, અને 'યુ–ખી' નામની એકયાસી બાઇઓ રહેતી. આ બાઇઓને આખા રાજ્યમાં ઘર સંબંધી અને ખાનગી જે નિયમ ચાલવો જોઇએ તેનું, અને પત્નીનું પોતાનું ખાસ આજ્ઞાધીનપણું કેવી રીતે દર્શાવવું જોઇએ તેનું, શિક્ષણ આપવામાં આવતું. આ રીતે ભીતરની શાંતિ દરેક સ્થળે સચવાતી અને કુટુમ્બોને નિયમમાં રખાતાં. તે જ પ્રમાણે 'ઈશ્વરના પુત્રે' છ અધિકારીખાતાંઓ કહાડ્યાં. જેમાં ત્રણ 'કુંગ,' નવ 'ખીંગ,' સત્તાવિશ 'તાફ્યુ,' અને મોટી મોટી પદવીના એકયાસી 'સ્ઝે' ની વાટણી કરવામાં આવી હતી. આ સર્વેને રાજ્યની

જાહેર અને બહારની શાસનપદ્ધતિની અને એક માણસની ફરજો કેમ દર્શાવવી તેની, કેળવણી આપવામાં આવતી હતી. આ પ્રમાણે બહારની સર્વ બાબતોમાં શાંતિ સચવાતી, અને પેટાં રાજ્યોપર બરાબર અમલ ચાલતો.

---

## સગાં

ભ્રાતૃભાવ એ ઈશ્વરનો અચલ કાયદો, પૃથ્વીની સત્યતા, અને માણસની વ્યાવહારિક ફરજ છે.

'કાવ્યના પુસ્તકમાં' (ચીનાઓની ગીતામાં) કહ્યું છે કે "પત્ની અને બાળકો સાથેનો સુખી સંબંધ એ વીણાઓ અને તંબુરાઓના ગાન જેવું છે. ભાઈ ભાઇઓમાં જ્યારે એકસંપ હોય છે ત્યારે ત્યાંની શાંતિ ખુશકારક અને સ્થાયી હોય છે. આ રીતે તમે તમારા કુટુમ્બને નિયમમાં રાખો અને બૈરીછોકરાંનું સુખ ભોગવો."

હવે અહિંયાં પુત્રો માટે પિતાનો સ્નેહ છે; તે તેમાંના યોગ્યપર પ્રેમ રાખે છે, અને જેઓમાં હુશિયારી જણાતી નથી તેવાઓને સમાન સ્થાનપર મૂકે છે. પણ એક માતાનો પ્રેમ તેમને માટે એવો હોય છે કે, જ્યારે તે યોગ્યને ચાહે છે ત્યારે, જેઓમાં હુશિયારી જણાતી નથી તેમની દયા ખાય છે. માતા સ્નેહથી તેમની સાથે વર્તે

છે, અને તેમને માન આપવાની ચિંતા કરતી નથી. પિતા તેમને માન આપવાપર લક્ષ દે છે, અને પોતાના સ્નેહની ચિંતા કરતો નથી.

પુરાણ કાલમાં બુદ્ધિમાન્ રાજાઓ પોતાના પિતાઓની પિતા–પ્રેમે સેવા કરતા, અને તેટલા માટે તેઓએ બુદ્ધિપૂર્વક ઈશ્વરની સેવા કરી હતી. માતૃ–પ્રેમે તેઓએ પોતાની માતાઓને સેવી હતી, અને તેથી તેઓએ વિચારપૂર્વક પૃથ્વીની સેવા કરી હતી. પોતાનાથી વડા અને પોતાનાથી ઉતરતા સાથે તેઓ યોગ્ય રસ્તે વરતતા, અને તેમનાં દૃષ્ટાંતે મોટાં અને નાનાં વચ્ચેનો સંબંધ સ્થાપ્યો.

ઈશ્વર જે કંઈ પેદા કરે છે અને પોષે છે તેમાં માણસ જેટલું શ્રેષ્ઠ કોઇ નથી. મનુષ્યના માબાપોએ તેને પરિપૂર્ણ શરીર સાથે જન્મ આપ્યો, અને માતાપિતાને તે શરીર સંપૂર્ણ પાછું સોંપી દેવું એને માતાપિતા પ્રતિનો ધર્મ જાણવો (અર્થાત્ માતાપિતાની પ્રાણાંતે પણ સેવા કરવી). જ્યારે શરીરના એક પણ અવયવનો ઘાત થયો ન હોય અને શરીરના એક પણ ભાગે કંઇ પણ અપયશી કાર્ય ન કર્યું હોય ત્યારે તે શરીર સંપૂર્ણ કહેવાશે. તેટલા માટે એક શ્રેષ્ઠ માણસ માતાપિતા પ્રતિની આ ફરજ ભૂલાય એવું નાનામાં

નાનું પગલું ભરવાની પરવા કરતો નથી. પણ હવે તે માર્ગ હું ભૂલ્યું છું, અને તેથી મારું મોં દિલગીરી ભર્યું જણાય છે.

શ્રેષ્ઠ માણસ, જ્યારે તેનાં માતાપિતા જીવતાં હોય છે ત્યારે, તેમને પૂજ્યબુદ્ધિથી પોષે છે; અને જ્યારે તેઓ સ્વર્ગે જાય છે ત્યારે, તેઓને પૂજ્યબુદ્ધિથી બલિ આપે છે (શ્રાદ્ધાદિક ક્રિયા-વડે). જીવતાં સૂધી તેની ચિંતા માતાપિતાનો અપયશ કેમ ન થાય તેમાં રહે છે. એક શ્રેષ્ઠ માણસ પોતાના માતાપિતા માટે પોતાની આખી જીંદગી સૂધી શોક કરે છે, એ કહેતી તેમના મરણ દિવસને ઉદ્દેશીને છે. તે દિવસે તે પોતાનું સામાન્ય કામ કરતો નથી, એટલે કે તેનો એવો અર્થ નથી કે તેમ કરવું એ અપશુકનિયું ગણાય; તેનો અર્થ એ છે કે, તે દિવસે તેના વિચારો પોતાના માતાપિતામાં તલ્લીન થાય છે, અને બીજા દિવસોની માફક તે દિવસે પોતાની ખાનગી અને અંગત બાબતોના વિચારમાં પોતાના મનને રોક-વાની તે હિંમત કરતો નથી.

'શન' નામના શિષ્યે કહ્યું, "હું પૂછવાનું સાહસ કરું છું કે, માતાપિતા પ્રતિની ફરજના કરતાં સાધુ-ઓના સદ્ગુણમાં કંઇક વિશેષતા છે કે નહીં?" કૉન્ફ્યુશ્યસે જવાબ આપ્યો, "ઇશ્વરે અને પૃથ્વીએ

પેદા કરેલ સર્વ કુદરતી પદાર્થોમાં માણુસ સર્વથી શ્રેષ્ઠ છે. મનુષ્યનાં સર્વ કાર્યોમાં માતાપિતા પ્રતિની ફરજ કરતાં વિશેષ કોઈ મોટું નથી. માતાપિતા પ્રતિની ફરજમાં માણુસના પિતા-પ્રતિ પૂજ્યભાવપૂર્વક ભય રાખવા કરતાં કોઈ મોટું નથી. એકના પિતાપ્રતિ પૂજ્યભાવપૂર્વકના ભય રાખવામાં પિતાને ઈશ્વરના જેવો ગણુવાના કરતાં વિશેષ કોઈ મોટું નથી." (અર્થાત્ કે પિતાને ઈશ્વર તુલ્ય ભાવથી પૂજવો અને તેનાથી ઈશ્વ-રના જેટલા ડરીને ચાલવું).

હવે સ્નેહભાવ માતાપિતાના ખોળામાં રમતાં વૃદ્ધિ પામે છે, અને જેમ જેમ તે માતાપિતાને પોષવાનો પ્રયત્ન કરવામાં આવે છે તેમ તેમ સ્નેહ દરરોજ ભયમાં મિશ્ર થતો જાય છે. (એટલે સ્નેહ એટલો તો વધે છે કે તે ન તૂટે માટે ભય રાખવો પડે છે.) મહાત્માઓએ આ ભય-પરથી પૂજ્યભાવ શીખવવા માંડ્યો, અને સ્નેહ-માંથી પ્રેમ શીખવવા માંડ્યો. મહાત્માઓનું શિક્ષણુ, કડક થયા વગર, સફળ થયું હતું; અને તેમની શાસનપદ્ધતિ, કડક થયા વગર, અસર-કારક થઈ હતી. જ્યાંથી તેઓએ પ્રારંભ કર્યો તે તેનું મૂળ હતું.

પ્રાચીન રાજાઓએ, પોતાનું શિક્ષણુ લોકોનું

રૂપાંતર કેમ કરી શકે તે જોયા પછી, તેમની સમક્ષ અત્યંત સર્વવ્યાપક પ્રેમનો દાખલો બેસાડ્યો, અને લોકોમાંના એકે પણ પોતાના માતાપિતાની બેપરવાઈ કરી નહીં. તેઓએ તેમની સમક્ષ સદ્‌ગુણ અને સત્યતાનાં દૃષ્ટાંતો બેસાડ્યાં, અને લોકોમાં તેમનો પ્રયોગ કરવાની લાગણી પેદા થઈ. તેઓ લોકો સમક્ષ પૂજ્યભાવ અને વિનયવિવેક સાથે ગયા, અને લોકોની તેમની સાથેની તકરાર રહી નહીં. યોગ્યાયોગ્યતાના નિયમાનુસાર અને મીઠાશથી-મધુર ભાષણથી તેઓએ લોકોને દોરવ્યા, અને લોકો શાંત અને દયાળુ થયા. તેઓને શું શું ગમતું હતું અને શું નહોતું ગમતું તે તેઓએ લોકોને બતાવ્યું, અને લોકો તેમની ઇચ્છા અને મનાઈ સમજી ગયા.

---

## પુત્રધર્મ

કોઈ પણ છોકરાને ઠગાઈનો દાખલો કદી પણ જોવા દેવો જોઇએ નહીં.

એક છોકરાએ મખમલનું બદન કે જામો પહેરવાં જોઇએ નહીં. તેને સીધા, ટટાર ઉભા રહેવું જોઇએ, અને સાંભળતી વેળાએ માથું વાંકું વાળવું જોઇએ નહીં.

શિયાળામાં પુત્રોએ માતાપિતાનાં બીછાનાં ગરમ કરવાં જોઇએ અને ગ્રીષ્મ ઋતુમાં ઠંડાં કરવાં જોઇએ; સાંજના દરેક ચીજ તૈયાર કરવી જોઇએ, અને સવારના (શું જોઇશે તેની) તપાસ કરવી જોઇએ, એ સર્વ પુત્રોનો મુખ્ય ધર્મ છે. જ્યારે પોતાના સાથીઓ સાથે હોય ત્યારે તેમની સાથે કજીયો કરવો જોઇએ નહીં.

જ્યારે કોઈ વૃદ્ધ (છોકરાથી મોટો) માણસ છોકરાનો હાથ પકડનો હોય, ત્યારે છોકરાએ તે વૃદ્ધનો હાથ પોતાના બે હાથે પકડવો જોઇએ. જ્યારે વડેરો પોતાની તરવાર પીઠ તરફ ખસેડી નાંખેલી હોય અને તેની તરફ વાંકા વળીને તેની સાથે બોલતો હોય, ત્યારે છોકરાએ પોતાનું મોં જવાબ આપતી વખતે પોતાને હાથે ઢાંકવું જોઇએ.

કોઇ એક વૃદ્ધની પાછળ જતાં જ્યારે તેઓ એક સપાટીએ ચહડતા, ત્યારે છોકરાએ જે દિશામાં વૃદ્ધ જોતો હોય તે દિશા તરફ પોતાનું મોં રાખવું જ. જ્યારે વૃદ્ધ શહેરની દિવાલપર ચહડ્યો હોય ત્યારે, છોકરાએ તેની તરફ આંગળી કરવી જોઇએ નહીં કે બુમ પાડવી જોઇએ નહીં. જ્યારે છોકરો નિવાસસ્થાનમાં જાય ત્યારે, તેણે એવી લાગણીથી જવું નહીં કે તે જે માંગે તે તેને મળવું જ જોઇએ.

જ્યારે તે પોતાના ગુરુની પાછળ જતો હોય ત્યારે, તેણે બીજા માણસ સાથે બોલવાને માર્ગ છોડવો નહીં જોઇએ. જ્યારે માર્ગમાં તે તેના ગુરુને મળે ત્યારે, તેણે તેના તરફ ઝડપથી જવું જોઇએ અને છાતી આડા બે હાથ જોડીને (અદબ વાળીને) ઉભા રહેવું જોઇએ. જો ગુરુ તેની સાથે બોલે તો તેણે જવાબ આપવો; જો તે ન બોલે તો ઉતાવળે પગલે તેણે ચાલ્યા જવું.

એક પુત્ર જ્યારે તે દૂર દેશાવર જતો હોય ત્યારે તેણે તે વાત મોટાઓને જણાવવી જ જોઇએ; જ્યારે તે પાછો આવે ત્યારે, તેણે પોતાના માતપિતા સમક્ષ હાજર થવું જ જોઇએ. જે મુલકમાં તે યાત્રા (મુસાફરી) કરતો હોય, તે તેને સારી રીતે જાણીતો હોવો જોઇએ; અને તેણે કોઈ ધંધામાં રોકાવું જ જોઇએ (નોકરી કરવી જ જોઇએ).

જ્યારે તેનાં માતપિતા જીવતાં હોય ત્યારે, એક પુત્રે તેની દોલત તેની પોતાની ધારવાની હિંમત જ કરવી ન જોઇએ; તેમ તેમાંની જરા પણ પોતાના ખાનગી ઉપયોગને માટે રાખવી જ ન જોઇએ.

જ્યારે તે પોતાના પિતાના ગાઢ મિત્રને મળે ત્યારે તેણે, તેના તરફ જવાના નિમંત્રણ મળ્યા વગર, જવું જ ન જોઇએ; તેમ રજા મળ્યા વગર

પાછા આવવું જ ન જોઇએ; તેમ પૂછાયા વગર તેને કંઈ કહેવું જ ન જોઇએ. એક પિતૃપ્રેમી પુત્રનો આ આચાર છે.

કોઈ પણ જુવાન પ્રતિ માનથી જોવું જોઇએ. આપણે કેમ જાણીએ કે, તેનું ભવિષ્ય આપણી વર્તમાન સ્થિતિ બરાબર ન થાય? જો તે ચાળીશ કે પચાશની વયે પહોંચ્યો હોય અને તેટલી મુદ્દતમાં પોતાનું સાંભળે તેટલી કીર્તિ મેળવી ન હોય, તો ખરેખર તે માનને યોગ્ય થશે નહીં.

માબાપની સેવા કરવામાં એક પુત્ર તેમની સાથે પ્રત્યાદેશ કરે, પણ નરમાશથી જ્યારે તે જુવે કે, તેઓ તેની સલાહ પ્રમાણે નથી ચાલતાં ત્યારે તેણે વધારે પૂજ્યભાવ બતાવવો, પણ પોતાનો મુદ્દો છોડી દેવો નહીં. તેઓ તેને શિક્ષા કરે, તો તેણે પોતે બબડવું નહીં.

સાધારણ વાતચીતમાં તેણે 'વૃદ્ધ' એ શબ્દ તો વાપરવો જ નહીં. પોતાનાથી બમણા વૃદ્ધની, જેમ તે પોતાના પિતાની સેવા કરે છે તેમ, તેણે સેવા કરવી જોઇએ; પોતાનાથી દશ વર્ષ મોટાની મોટા ભાઇના જેવી સેવા કરવી જોઇએ; પોતાનાથી પાંચ વર્ષ મોટા હોય તેવા મોટાની સાથે સાથે, પણ જરા તેની પાછળ ચાલવું જોઇએ; જ્યારે

પાંચ સાથે બેઠા હોય ત્યારે, સર્વથી મોટાને જૂદી સાદડી આપવી જોઇએ.

જો દ્વાર ઉઘાડાં હોય તો, તેણે તે બંધ કરવાં જોઇએ. જો બીજાઓ તેની પાછળ આવવાના હોય તો, તેણે ઉતાવળાથી તે બંધ કરવાં ન જોઇએ. તેને કોઇના જોડાપર ચાલવું નહિ, તેમ સાદડીને ઓળંગવી નહીં; પણ તેને પોતાનો ઝભ્ભો ઉંચો પકડવો અને જે ખૂણા તરફ તેને જવાનું હોય તે ખૂણા તરફ જલદીથી ચાલી જવું. જવાબ આપતાં અને સ્વીકારતાં તેણે સાવચેતી રાખવી જ જોઇએ.

દિવાનખાનાને મથાળે જતાં તેણે પોતાનો અવાજ કહાડવો જ જોઇએ. બારણા બહાર હોય ત્યારે, જો ત્યાં બે જોડા હોય અને અવાજો સંભળાતા હોય તો, તે અંદર દાખલ થાય; જો અવાજ ન સંભળાતા હોય તો, તેણે દાખલ થવું જ નહીં. દરવાજામાં દાખલ થતાં તેણે પોતાની નજર નીચી જ કરી દેવી. જેવો તે દાખલ થાય તેવા જ તેને પોતાના બે હાથ જાણે દરવાજાનો ગજીયો (આગલો) ઝીલતો હોય તેમ, ઉંચા રાખવા જોઇએ. આગળ જોતાં કે પાછળ જોતાં, તેણે ચક્કર મારવું ન જોઇએ.

તેણે ઉંચાણપર ચહડવું નહીં, તેમ કોઈ ખડ-

કની ધાર પાસે જવું નહીં. તેણે બેપરવાયુક્ત ઠપકો આપવામાં કે તિરસ્કારયુક્ત હાસ્ય કરવાની છૂટ લેવી નહીં. એક આજ્ઞાકારી પુત્ર કંઈ પણ વસ્તુ અંધારામાં નહી કરશે, તેમ ભયકારક કામો હાથમાં લેવાનો પ્રયત્ન નહી કરશે કે જેથી તેનાં માબાપની બેઆબરુ થાય. જ્યારે તેનાં માબાપ જીવતાં હોય છે ત્યારે તેને પોતાના મિત્રને મરવાનું વચન ન આપવું; તેમ તેણે જે દોલત તે પોતાની કહેવડાવે, તેવી દોલત પણ પાસે રાખવી નહીં.

"જો કે તમારાં પિતા અને માતા મરી ગયાં છે તોપણ તમે જો કોઈ પણ સારું કામ કરવાનું માથે લો તો, તેથી તેમનાં નામો કેવાં યશસ્વી થઈ પડશે તેનો જ માત્ર વિચાર કરો, અને તમારો હેતુ દૃઢ થશે. તેથી તમે જો જે સારું નથી તે કરવાનું લેશો તો, તમારા પિતાના નામને તમે કેવો બટ્ટો લગાડશો, તેનો માત્ર વિચાર કરો, અને તમારું કામ કરતાં તમે અટકશો."

એક પુત્રે ઓરડાનો ઈશાન ખૂણો રોકવો નહીં, તેમ સાદડી (શેતરંજી)ની મધ્યમાં બેસવું નહીં, તેમ દરવાજાના મધ્યમાં ઉભા રહેવું નહીં. ઉજાણી વખતનો ભાત અને બીજી વાનીઓ નક્કી કરવાનું તેણે માથે લેવું નહીં. યજ્ઞ વેળાએ મૃત્યુ

પામેલાના સ્વરૂપનો તેણે ભાગ ભજવવો નહીં. જ્યારે તેમના તરફનો કંઈ પણ સ્વર નથી આવતો ત્યારે તેણે તેમને સાંભળવા જોઇએ, અને જ્યારે તેઓ ખરેખરા ત્યાં હાજર નથી ત્યારે તેમને ત્યાં જોવા જોઇએ (ચર્મચક્ષુથી નહીં પણ જ્ઞાનચક્ષુથી).

એક આજ્ઞાકારી પુત્ર પોતાના માતપિતાની જે સેવા કરે છે, તે આ પ્રમાણે છે: તેમની સાથના પોતાના સામાન્ય આચરણમાં તેણે તેમના પ્રતિ પૂજ્યભાવ દર્શાવવો; તેમની માવજત કરતાં તેણે તેમને અત્યંત આનંદ અપાય તેવો પ્રયત્ન કરવો; જ્યારે તેઓ માંદા હોય ત્યારે, તેને અત્યંત ચિંતા થાય છે; તેમને માટે શોક કરતાં દુ:ખનું દરેક સ્વરૂપ બતાવે છે; તેમની શ્રાદ્ધાદિક ક્રિયા કરતાં તે અત્યંત પવિત્રતા પ્રકટ કરે છે. જો એક પુત્ર આ પાંચ બાબતમાં પરિપૂર્ણ હોય તો, તે પોતાના માતપિતાની સેવા કરવાને શક્તિવાન્ હોય છે.

એક પુત્રે પોતાનો એક પગ ઉપાડતાં પણ, તેમ એક શબ્દ ઉચ્ચારતાં પણ, પોતાના માબાપને ભૂલવાં ન જોઇએ. તેથી તે ઉંચ માર્ગે ચાલશે અને આડે માર્ગે જશે નહીં; તે મછવાનો ઉપયોગ કરશે, અને તેના માબાપે આપેલા શરીરને ભયમાં નાંખવાની હિંમત ન કરતાં, નદીમાં પડ-

વાનો પ્રયત્ન કરશે નહીં. એક પણ શબ્દને ઉચ્ચારતાં તેણે પોતાનાં માબાપને ભૂલવાં ન જોઇએ. તેથી તેના મોંમાંથી એક પણ અપશબ્દ નીકળશે નહીં, અને એક પણ ક્રોધયુક્ત શબ્દ તેના મોંમાં આવશે નહીં. પોતાના અંગને બટ્ટો ન લગાડવો, અને પોતાનાં માબાપને લજાવવાં નહીં, તેને પિતૃધર્મ કહે છે.

પોતાના પિતાની સેવા કરતાં, એક પુત્રે પોતાના દોષ છૂપાવવા જોઇએ, અને તે વિષે તેને સ્પષ્ટ કહેવું જોઇએ નહીં. નિશ્ચિત નિયમો સ્વીકાર્યા વગર, તેણે દરેક સંભાવ્ય માર્ગે તેની સેવામાં હાજર રહેવું જોઇએ, અને તેનું પોષણ કરવું જોઇએ. તેના મૃત્યુ પર્યંત તેની મહામહેનતથી સેવા કરવી જોઇએ, અને પછી તેને માટેનો ત્રણ વર્ષનો શોક પૂરો કરવો જોઇએ. પોતાના રાજકર્તાની સેવા કરતાં તેણે રાજકર્તાને ખુલ્લી રીતે અને મજબુતીથી પ્રત્યાદેશ (Remonstrate) કરવો, અને કંઈ પણ છૂપાવવું નહીં. દરેક સંભાવ્ય માર્ગે તેની સેવામાં તેણે હાજર રહેવું જોઇએ અને તેનું પોષણ કરવું જોઇએ, પણ ચોકસ નિયમાનુસારજ. તેના મરણપર્યંત તેની મહામહેનતે પણ સેવા ઉઠાવવી જોઇએ; અને પછી નિયમાનુસાર ત્રણ વર્ષ પર્યંત તેને માટે શોક

દર્શાવનારો પોશાક પહેરવો જોઇએ. ગુરુની સેવા કરતાં, ગુરુને ઠપકો આપવો કે તેના દોષપર ટીકા કરવાનું તેનું કામ નથી. ચોકસ નિયમોથી બંધાયા વગર, દરેક રીતે તેની સેવામાં તેણે હાજર રહેવું જોઇએ અને તેનું પોષણ કરવું જોઇએ; અને મૃત્યુપર્યંત વગર થાકવે તેની સેવા કરવી જોઇએ, અને તેને માટે પોતાના અંતરમાં ત્રણ વર્ષ પર્યંત શોક પાળવો જોઇએ.

---

## સ્ત્રીઓ

અંતઃપુરમાંથી કોઇ પણ સૂચનાઓ કે આજ્ઞાઓ થવી ન જોઇએ.

સ્ત્રીઓનું કામ માત્ર આસવ અને ભોજન તૈયાર કરવાનું અને પીરસવાનું છે.

તેણે પોતાની ઇચ્છાથી કોઈ પણ પગલું ન ભરવું અને પોતાના મનમાં કોઈ પણ અનુમાનપર ન આવવું.

સારાં કે માઠાં કોઈ પણ કાર્ય માટે તેના અંતઃપુરના ઊમરાની બહાર તે જણાવી ન જોઇએ. શબના સરઘસ સાથે તેણે એક રાજ્યની હદનું ઉલ્લંઘન ન કરવું.

એવી એક પણ કન્યા થઈ નથી કે, પાછળથી

પરણે તે માટે પહેલાંથી બાળક ઉછેરવાનું શીખી હોય.

જો એક માતા લગ્ન વિષે ખરેખરી ચિંતાતુર હશે તો, જો કે તે તેનાં બાળકની જરૂરિયાતો ચોક્કસ રીતે ન જણાવે તોપણુ તે તે જણાવવાથી દૂર રહેશે નહીં. (માતા બાળક ઉછેરવાનું સાધારણુ જ્ઞાન પુત્રીને આપી શકે. આજના જમાનાની માફક તે સમયે માબાપો નીતિના મિથ્યાભિમાની prudish ન હતા. માબાપોએ પુત્રી કે પુત્રને સંસાર વ્યવહારનું યોગ્ય જ્ઞાન આપવું જ જોઇએ કે, જેથી તેમને ભવિષ્યમાં અડચણુ ન પડે. અત્રે તાત્પર્ય એ છે કે, સ્પષ્ટ નહિં પણુ ગર્ભિત રીતે જ્ઞાન આપવું.)

વિધવાના પુત્ર સાથે કોઈ મુલાકાતો લેતું નથી. મિત્રતામાં આ અડચણુકર્તા જણાશે, પણુ એક શ્રેષ્ઠ માણુસ શંકાને દૂર રાખવાને આ જાતના વ્યવહારથી દૂર રહેશે.

એક સ્ત્રી સાથે (બેસી) હાંકવામાં એક માણુસે એકજ હાથે હાંકવું જોઇએ અને બીજો હાથ પાછળ રાખવો જોઇએ.

મિત્રો સાથના વ્યવહારમાં, જો ઘરનો માલિક ઘરમાં ન હોય તો, એક મુલાકાત લેનારો, ખાસ

અગત્યના કોઈ કારણ વગર, ઘરમાં દાખલ થતો નથી.

લોકોને દોષમાંથી બચાવવાનો આમાં હેતુ છે; અને તે છતાં કેટલાકો એવા છે કે, જે સદ્ગુણને સ્થાને મિથ્યાભિમાનને પસંદ કરે છે.

મનુષ્ય ઈશ્વરનો પ્રતિનિધિ છે અને સર્વ વસ્તુઓમાં શ્રેષ્ઠ છે. સ્ત્રી, પુરુષની સેવાઓને (આજ્ઞાઓને) શરણ થાય છે અને તેનાં સૂત્રોનો અમલ કરવાને તેને મદદ કરે છે. આ કારણથી તેણી પોતાની મેળે કોઈ પણ વસ્તુનો નિશ્ચય કરી શકતી નથી, અને તે ત્રણ પ્રકારની આજ્ઞાના અંકુશ નીચે છે. જ્યારે તે જુવાન હોય છે ત્યારે, તેણીએ પોતાના પિતા કે વડિલ ભાઇની આજ્ઞા માનવી જ જોઇએ; જ્યારે તે પરણે છે ત્યારે, તેણે પોતાના પતિની આજ્ઞા માનવી જ જોઇએ; જ્યારે તેનો પતિ મરી જાય છે ત્યારે, તેને પુત્રની આજ્ઞા માનવી જ જોઈએ. બીજીવાર પરણવાનો તેણે વિચાર ન કરવો.

વધૂઓએ જેમ તેઓ પોતાનાં માબાપની સેવા કરતાં હતાં. તેમ સાસુસસરાની સેવા કરવી. પ્રભાતમાં કૂકડો પહેલાં બોલે ત્યારે તેઓએ પોતાના હાથમોં ધોઈ નૂંછવા જોઇએ; માથાના વાળ ઓળવા જોઇએ, અને તેપર રેશમી વસ્ત્ર ખેંચવું જોઇએ, એ વસ્ત્રને વાળમાં ટાંચણી કે

સોયાવડે દૃઢ કરવું (કે જેથી ખસી ન જાય), અને દોરી(પટી)વડે મૂળ આગળ બાળ બાંધવા જોઇએ (અંબોડો વાળવો જોઇએ). પછી તેઓએ ચોળી (બદન) પહેરવું જોઇએ, અને તેપર સાડી ઓઢવી જોઇએ. ડાબી બાજુએ તેઓએ ધૂળ સાફ કરવાનો કકડો, અને રુમાલ, છરી અને ટપટપી, નાનો જમિયો અને અગ્નિ પેદા કરવાને ચકમક અને પોલાદનો એક કકડો રાખવા. જમણી બાજુએ સોયનો વાટવો, દોરી અને (ભરવા, ગુંથવાનું) રેશમ (ઉન અને દોરો); એક કોથળીમાં લાકડામાંથી અગ્નિ પેદા કરવાને મોટું દાતરડું અને એક મોટો ભાલો લટકાવવા જોઇએ. વળી તેઓએ ગળે કંઠીઓ પહેરવી, અને પગના જોડાની દોરીઓ બાંધવી.

આવી રીતે કપડાં પહેરી તેઓએ પોતાનાં માબાપો અને સાસુસસરા પાસે જાવું જોઇએ. પછી નમ્ર અવાજે અને ધીમે શ્વાસે તેઓએ પૂછવું જોઇએ કે, તેઓ ગરમ છે કે ઠંડા, તેઓ માંદા છે કે સાજા, અથવા બીજી કોઈ રીતે અસ્વસ્થ છે કે કેમ તે; અને જો તેઓ તેમ હોય તો, તેમને પૂજ્ય ભાવે થાબડવા અને તે સ્થાનપર ઘસવા માંડવું. વળી તેઓએ પોતાનાં માતપિતા અને સાસુસસરાને બહાર જવાઆવવામાં, તેમની

આગળ કે તેમની પાછળ ચાલીને, ટેકો અને મદદ આપવી જોઇએ. તેમને માટે નાહાવાને બાલદી લાવતાં, મોટીએ બાજઠ લાવવો, નાનીએ પાણી. તેઓએ પાણી રેડવાની આજ્ઞા માગવી, અને જ્યારે નાહાવાનું પૂરું થાય ત્યારે, તેઓએ ટૂવાલ આપવો. તેઓને કંઇ જોઇએ છે કે નહીં, તે તેઓએ પૂછવું, અને પછી માનપૂર્વક તે લાવવું. આ સર્વ તેઓએ પોતાનાં માબાપોને સુખ લાગવા માટે ખુશાલ ચહેરે કરવું. જાડો કે પાતલો, યવાગૂ, આસવ કે મદ્ય, શાકભાજીવાળો સેરવો કે ઓસામણ, વટાણા, ઘઉં, 'સ્પીનાજ' (એક જાતનો છોડવો જે જુવાન હોય ત્યારે નાના નાના કુંડામાં શોભા માટે રોપવામાં આવે છે અને જે ઘરડો થાય છે ત્યારે કરડે છે), ભાત, મકાઈ, બાજરી, તેઓ જે કંઈ માંગે તે; તેમની વાણીઓ મીઠી કરવાને માટે ખારેક, 'ચેસ્ટનટ' (એક જાતનો ચીનાઈ મેવો), સાકર, અને મધ સાથે; વળી સાધારણ અથવા મોટા પાંતરાના (violet) પાટલ, 'એલ્મ' ઝાડના, લીલા કે સૂકા, પાંદડા; અને તેમને સ્નિગ્ધ કરવાને અત્યંત શાંતિકર ચોખાનું ઓસામણ, અને તેમને સ્વાદિષ્ઠ કરવાને ચરબી (ઘી) અને તેલ સાથે તેમને આપવું. માબાપો જરૂર તેમનો સ્વાદ કહાડશે, અને જ્યારે તેઓ સ્વાદ કાહાડે ત્યારે જુવાનિયાઓએ ચાલ્યા જવું.

## યોગ્યાયોગ્યતા

મનુષ્યોને મારવામાં પણ ન્યાયના, વિવેકના નિયમો પાળો.

ઉંચ વર્ગોને સંરક્ષણ અને લોકોને સારી શાસનપદ્ધતિ (વ્યવસ્થા) આપવા માટે ન્યાયના નિયમો પાળવા કરતાં વધારે સારું કંઇ જ નથી.

શાહુનશાહુથી આરંભીને તે જનસમાજ સૂધી સર્વ જણાએ બીજી દરેકે દરેક વસ્તુનું મૂળ તે ચારિત્ર્યની ખેતી( ખીલવણી )નો વિચાર કરવો જ જોઇએ.

એક પાડોશની શ્રેષ્ઠતા તેની સદ્ગુણયુક્ત રીતભાતમાં છે. જ્યાં આ સદ્ગુણો પ્રવર્તતા હોય તેવા નિવાસસ્થાનને પસંદ કરવામાં જો એક માણસ ઠરાવ નથી કરતો, તો તે ડાહ્યો ગણાતો નથી.

યોગ્યાયોગ્યતાના નિયમો સાચવ્યા વગર માન દર્શાવવામાં આવે તો તેને ગ્રામ્યતા કહે છે. યોગ્યાયોગ્યતાના નિયમો વગર વિનય કરવામાં આવે તો તેને ઉત્સાહ કહે છે. આ નિયમો પાળ્યા વગર હિંમત દર્શાવવામાં આવે તો તેને સહાસ કહે છે. નમ્રતા અને ઉદારતામાં (માત્ર) ઉત્સાહથી ઊનપ આવે છે.

પતિ અને પત્નીનાં કામો જૂદાં જૂદાં છે; પિતા અને પુત્ર વચ્ચે સ્નેહ રહેવો જોઇએ; રાજા

અને પ્રધાને તેમના જૂદા જૂદા ભાગોને મક્કમ પણે વળગી રહેવું જોઇએ. આ સંબંધો જો યથાર્થ સાચવવામાં આવે, તો બીજી સર્વ બાબતો પાછળ ચાલી આવશે.

ન્યાય(યોગ્યાયોગ્યતા)ના નિયમો વગર માન આપવું, તે આડંબરતા થાય છે; ન્યાયના નિયમો વગરની સાવચેતી ભીરુતા થાય છે; ન્યાયના નિયમો વગરની હિંમત, તે આજ્ઞાભંગ થાય છે; ન્યાયના નિયમો વગરની સત્યતા, તે જંગલીપણું થઈ પડે છે.

ન્યાયના નિયમો તે માત્ર પૂજ્યભાવનું મૂળ છે. તેટલા માટે પિતાને આપેલું માન પુત્રોને ખુશી કરે છે. મોટા ભાઈને આપેલું માન નાના ભાઇઓને ખુશ કરે છે. રાજાને આપેલું માન પ્રજાને ખુશી કરે છે. એક માણસને આપેલું માન લાખોને ખુશ કરે છે. એ માન થોડાને જ આપવામાં આવે છે, અને આનંદ ઘણામાં ફેલાય છે.

વિનય એ ન્યાયની, યોગ્યાયોગ્યતાની પાસે છે. કરકસર એ મનુષ્યત્વ (જનસ્વભાવ) ની પાસે છે. સારી શ્રદ્ધા ( વિશ્વાસ ) એ વસ્તુઓની સત્યતાની જોડે છે. માનપૂર્વક અને નમ્રતા સાથે જો આ સદ્‌ગુણોનો પ્રયોગ કરવામાં આવે તો, એક જણ ગંભીર ભૂલો કરે, પણ તે અતિ મોટી તો

ન જ થાય. જ્યાં વિનય છે ત્યાં ભૂલો થોડી છે; જ્યાં સત્ય છે ત્યાં સારી શ્રદ્ધા છે; જ્યાં કરકસર છે ત્યાં ક્ષમાનો અમલ સહેલથી થાય છે. જેઓ આ વસ્તુઓનો પ્રયોગ કરે છે, તેઓના સંબંધમાં નિષ્ફળતા શું અસાધારણ ન થાય?

વિધિના નિયમોનો હેતુ શું છે? તે માત્ર જૂદી જૂદી બાબતોને નિયમમાં મૂકવાનો છે. જે કોઈ ડાહ્યા પુરુષને જૂદી જૂદી બાબતો પર ધ્યાન આપવાનું છે, તેને તે પર ધ્યાન આપવાનો યોગ્ય રસ્તો મળવો જ જોઇએ. જે માણુસ એ નિયમો વગર એક રાજ્યને અંકુશમાં રાખવાનો પ્રયત્ન કરે છે, તે ભોમિયા વગરના આંધળા માણુસ જેવો છે. ફાંફાં મારવાથી પોતાનો માર્ગ કેમ શોધી શકે? અથવા તે દીવા વગરના અંધારા ઓરડામાં આખી રાત શોધ કરનારા જેવો થશે. તે કોઈ પણ વસ્તુ કેમ જોઈ શકે?

જો એક માણુસ યોગ્યાયોગ્યતાના નિયમો પાળે તો તે સહીસલામત છે; જો તે ન પાળે તો તે ભયમાં છે. એટલા માટે આ કહેવત છે: કોઈ પણ પ્રકારે યોગ્યાયોગ્યતાનાં સૂત્રો શીખ્યા વગરનાં રહેવાં ન જોઇએ. યોગ્યાયોગ્યતા પોતાને નમ્ર કરવામાં અને બીજાને માન આપવામાં જણાય છે. હેલકરીઓ અને વાસણ માંજનારાઓ આ સદ્‌ગુણ દર્શાવે

છે, ત્યારે ધનવાને અને અમીરે તો તેમ કેટલું વધારે કરવું જોઇએ! જ્યારે ધનિક અને અમીર યોગ્યાયોગ્યતાની કિંમત સમજતા થાય છે ત્યારે તેઓ અભિમાની કે દૂરાચારી બનતા નથી. જ્યારે નિર્ધન અને નીચ ન્યાયની (વિનયની) કિંમત સમજવા માંડે છે ત્યારે તેઓમાં માનસિક હિંમત આવે છે.

રસ્તાઓપર પુરુષો જમણી બાજુએ ચાલતા અને સ્ત્રીઓ ડાબી બાજુએ. જે પુરુષ એકનો પિતા થવા જેટલો મોટો હોય તેની પાછળ તેણે ચાલવું; જે માણસ તેના મોટા ભાઈ જેટલા હોય તેની લગોલગ પાછળ ચાલવું; પણ જેમ હંસ એક હારમાં એકની પાછળ એક ચાલે, તેમ પાછળ રહેવું. મિત્રો જ્યારે એક જ રસ્તેથી જતા હોય ત્યારે એકબીજાની આગળ પસાર નહીં થઈ જતા. ભાર ઉંચકવામાં પોતાનો અને બીજાનો નાનો ઉંચકતો; અને જો એકથી ઉંચકાય તે કરતાં બે બોજાનો ભાર વધારે હોય તો નાનો વધારે ભારે લેતો. સફેદ વાળવાળાને જો કે તે તે વસ્તુ એક હાથે પણ ઉંચકી શકે તોપણ. કંઈ પણ ઉંચકવા દેવામાં ન આવતો.

જે કોઈ અતિથિ સાથે (ઓરડામાં કે ઘરમાં) દાખલ થાય તેને હંમેશાં અતિથિને દરેક દર

વાજે અગ્રસ્થાન આપવું. જ્યારે તે છેક અંદરના ભાગમાં પહોંચે ત્યારે તેણે અંદર જવાની અને બેઠક તૈયાર કરવાની રજા માંગવી, અને પછી અતિથિને આવકાર આપવાને પાછા વળવું. અતિથિ–પ્રાહુણો ફરી ફરીને અંદર પહેલાં દાખલ થવાની ના પાડે તો પછી તેને નમન કરી પોતે અંદર જવું. તેણે જમણા દરવાજે અંદર જવું, અને પરોણાએ ડાબે. તેણે પૂર્વની બાજુએથી ઉપર ચહડવું, અને પરોણાએ પશ્ચિમની. જો પરોણો ઉતરતી પદવીનો હોય તો, પરોણાએ યજમાનના પગથિયા સૂધી આગળ જવું, અને યજમાને ફરી ફરીને આ આચાર પ્રતિ દુર્લક્ષ કરવું. પછી પરોણાએ પશ્ચિમ બાજુના પગથિયા તરફ જઈ ઉપર ચહડવું. યજમાન અને પરોણા બન્નેએ પરસ્પર અગ્રસ્થાન આપવું. પછી યજમાને પહેલાં ઉપર ચહડવું, અને પરોણાએ તેની પાછળ. પગથીએ પગથીએ, ધીમે ધીમે ઉપર ચહડતાં, પોતાના પગો તેઓએ એક બીજાની નજીક લાવવા જોઇએ, પૂર્વ તરફનાઓએ જમણો પગ, અને પશ્ચિમ તરફનાઓએ ડાબો.

પોલાદના દાંડો (જોખવાના કાંટાનો દાંડો) હલકું શું છે અને ભારે શું છે, તે નક્કી કરવામાં જે હેતુ સારે છે તેજ હેતુ; અથવા ચોરસ શું

છે અને ગોળ શું છે, તે નક્કી કરવામાં સુથારનો કાટખુણો જે ગરજ સારે છે તેજ ગરજ, એક રાજ્યની વાજબી શાસનપદ્ધતિમાં યોગ્યાયોગ્યતાના નિયમોથી સરે છે. પોલાદના દાંડાપર વજનો જો બરાબર હોય તો વજનની બાબતમાં જરા પણ ઠગાઈ ચાલે નહીં; જો લાઇન બરાબર હોય તો સપાટીના સરખાપણા વિષે કંઈ શક રહેશે નહીં; જો સમચોરસ (સ્કવેર) અને ગોળ (કંપાસ) બરાબર હોય તો આકૃતિના સંબંધમાં કંઈ પણ અનિશ્ચિતતા રહેશે નહીં. જયારે એક શ્રેષ્ઠ માણસ પોતાના રાજ્યની શાસનપદ્ધતિ, ન્યાયનાં આ સૂત્રો પ્રતિ વિચારપૂર્વક લક્ષ આપીને, ચલાવે છે ત્યારે રાજદ્રોહીઓ અને ઠગારાઓથી તેને ઠગી શકાશે નહીં.

જૂદી જૂદી ઋતુમાં ભરાતી દરબારોની વિધિનો હેતુ, રાજા અને પ્રજા વચ્ચેનો સત્ય સંબંધનો દૃષ્ટાંત આપવાનો હતો; મિત્રભાવના સંદેશા અને ખબરઅંતરો, તાબા નીચેના રાજાઓ વચ્ચેના પરસ્પરના માન અને પૂજ્યભાવનો દૃષ્ટાંત આપવાને હતી; શોક અને ભોગની વિધિ, પ્રધાનો અને પુત્રોની માયાળુ લાગણીનો દૃષ્ટાંત આપવાને હતી; જીલ્લાઓમાં સામાજીક મેળાવડાની વિધિઓ, જુવાન અને વૃદ્ધની વચ્ચે સુવ્યવસ્થા

રહેવી જોઇએ તે બતાવવાને હતી;અને લગ્નની વિધિ, સ્ત્રી અને પુરુષ વચ્ચેનો જે ભિન્નભાવ રાખવાનો છે તે દર્શાવવાને હતી. એ વિધિઓ અવ્યવસ્થા અને ઘોંટાળો થતો અટકાવે છે, અને તેઓ નદીનાં પાણી કિનારાપર ચહડી આવે, તે અટકાવવાને બાંધેલા અટકાવો–બંધોના જેવી છે. જે એમ ધારે છે કે, જૂના અટકાવો નકામા છે અને તેથી તેમનો નાશ થાય છે તે, ચહડી આવેલાં પાણીથી જેમ શહેરો અને ખેતરોનો નાશ થાય છે તેવો નાશ જરૂર અનુભવવાનો જ; અને જે ન્યાય, વિવેક, યોગ્યાયોગ્યતા, સારાસારતાના જૂના નિયમોને નિરર્થક ધારી કહાડી નાંખે છે, તે જરૂર અવ્યવસ્થાનાં દુઃખો ભોગવવાનો જ.

જો લગ્નની વિધિ કહાડી નાંખવામાં આવે તો દંપતીનો માર્ગ કાંટાવાળો થવાનો જ, અને વ્યભિચારીપણાના અને અધમતાના અસંખ્ય દાખલાઓ બનવાના જ. જીલ્લાઓના ઉત્સવોમાંથી મદ્યપાનની વિધિ જો કહાડી નાંખવામાં આવે તો, જુવાન અને વૃદ્ધ વચ્ચેની વ્યવસ્થાની સંભાળ લેવાશે નહીં, અને કજીયા કંકાસયુક્ત ફરિયાદો વારંવાર થવા માંડશે. જો શોક અને ભોગ (યજ્ઞ)ની વિધિઓ છોડી દેવામાં આવે તો અધિકારીઓ અને પુત્રોની માયાળુ લાગણીઓ

ઓછી થઈ જશે; મરણ પામેલા પ્રતિ પાળવાના નિયમો સામે બળવો જાગશે, અને જીવતાઓ પ્રતિ પાળવાના નિયમો ભૂલી જવાશે. મૈત્રીના સંદેશા અને દરબારમાં હાજર રહેવાની વિધિઓ બંધ કરવામાં આવે તો રાજા અને પ્રજા વચ્ચેના સંબંધને નુકસાન થશે, તાબાના રાજાઓનું આચરણ બગડશે, અને બળવો કરવા, કોઇના હક પર તરાપ મારવા, અને જુલમ કરવાથી ઉત્પન્ન થતો નાશ પ્રકટ થશે.

તેટલા માટે વિધિઓની શિક્ષાત્મક અને રૂપાંતર કરનારી શક્તિઓ એક કોયડો છે. તેઓ, અધમતા કોઈ સ્વરૂપ લે, તે પહેલાં તેને અટકાવે છે, અને માણસોને પોતે શું કરે છે તેનું ભાન થયા વગર, જે સારું છે તે તરફ નિરંતર ઘસડે છે, અને જે ખરાબ છે તેનાથી દૂર રાખે છે. પ્રાચીન લોકોએ વિધિની આટલી મોટી કીમત આંકી તેનું કારણ આ જ હતું. 'ચી'ના શબ્દોમાં આ ભાવ જણાય છે: "શ્રેષ્ઠ માણસ પ્રારંભમાં જ સાવચેત રહે છે; એક વાળના જેટલી ભૂલ તે વેળાએ થતાં હજાર 'લી'ની ભૂલ થાય છે.

"માણસની લાગણીઓ શું છે? તે આનંદ, ક્રોધ, ગ્લાનિ, ભય, પ્રેમ, પસંદગી, અને નાપસંદગી એટલી છે. આ સાત લાગણીઓ માણ-

સને શીખવી પડતી નથી. જે વસ્તુઓને માણુસ સત્ય ગણે છે તે કયી છે? પિતાની માયા-મમતા, અને પુત્રનો પિતૃધર્મ; મોટા ભાઇની નમ્રતા, અને નાના ભાઇની આજ્ઞાને આધીનતા; પતિની સત્યતા, અને પત્નીનું શરણાંગતપણું; મોટાઓની દયા, અને નાનાઓનો પૂજ્યભાવ; રાજાની ઉદારતા, અને પ્રધાનની રાજભક્તિ. જે વસ્તુઓને માણુસો સત્ય, વાજબી ગણે છે તે આ દશ છે. બોલવામાં સત્યતા અને સ્નેહભાવની ખીલવણી એ બે, જે 'વસ્તુઓ માણુસને કીમતી' છે તે છે. એટલા માટે એક મહાત્મા, માણુ-સની આ સાત લાગણીઓને અંકુશમાં રાખે છે, અને દશ સદ્ગુણને ખીલવે છે; વચનની સત્ય-તાને અને સ્નેહભાવના નિભાવને ઉત્તેજન આપે છે; માયાથી કોઇનો વિચાર કરવાની અને વિન-યની કીમત દર્શાવે છે; અને કજીયો અને લૂટફાટ અટકાવે છે. તે જો ન્યાયના નિયમો વિષે બેદર-કારી રાખે તો તે ફત્તેહ કેમ પામશે?"

---

## સંગીત

સદ્ગુણ એ જનસ્વભાવનું મજબૂત થડ છે, અને સંગીત એ સદ્ગુણને કળીઓ આવવા જેવું છે.

જે વિષે તમે પૂછો છો તે સંગીત છે; જે તમને

પસંદ છે તે ઇષ્ટ અવાજ છે. હવે સંગીત અને અવાજ એ સગાં છે, પણ તેઓ એક જ નથી.

પ્રાચીન રાજાઓ પોતાનો આનંદ મોહક રીતે પ્રગટ કરતા હતા તે સંગીતવડે હતું. સૈન્ય અને કુહાડીવડે તેઓ પોતાના ક્રોધને પ્રકટ કરતા હતા.

સર્વ સ્વરસંક્રમ માણસના મનમાંથી ઉત્પન્ન થાય છે. જ્યારે મનની લાગણીઓ સચેત થાય છે, ત્યારે તેઓ શબ્દના ધ્વનિરૂપે પ્રકટ થાય છે; અને જ્યારે તે ધ્વનિઓ અમુક પ્રકારની રચના-ઓના રૂપમાં ગોઠવાઇને ભેગા થાય છે ત્યારે જેને આપણે રાગ કહીએ છીએ, તે પેદા થાય છે.

મહર્ષિઓને સંગીતમાં આનંદ મળ્યો, અને લાગ્યું કે લોકોનાં અંતઃકરણો સારાં કરવાને માટે તેનો ઉપયોગ કરી શકાય; કારણ કે માણસનાં અંતરપર તેથી ઊંડી અસર થાય છે, અને રીત-ભાતમાં અને રૂઢિઓમાં તેથી પરિવર્તન થાય છે, તેથી પ્રાચીન રાજાઓએ સંગીતને કેળવણીનો એક વિષય ઠરાવ્યો.

આ રીતે ખંડ્યા રાજાઓમાંના અત્યંત સદ્ગુણીને ઈનામ આપવા તરીકે સંગીતનો ઉપયોગ કર-વાનો 'દેવપુત્ર'નો હેતુ હતો. જ્યારે તેમનો સદ્ગુણ અતિ ઉંચ હોય અને તેમનાં શિક્ષણને માન અપાતું હોય, અને સર્વ દાણોપાણી ઋતુને અનુ-

ફૂળ પાક્યો હોય, ત્યારે સંગીત ભોગવવાની છૂટ-રૂપ ઈનામનો તેમને બદલો મળતો.

સંગીતમાં જે લાગણીઓમાં કંઈ ફેરફાર કરી શકાતો નથી, તેમને આપણે પ્રકટ કરીએ છીએ; વિધિમાં જે સૂત્રોમાં આપણે કંઈ ફેરફાર કરી શકતા નથી, તે પ્રકટ કરીએ છીએ. સંગીતમાં, જેમાં સર્વનો સરખો ભાગ પડે છે તે છે; જે વસ્તુઓમાં માણસો જૂદા પડે છે તે વસ્તુઓનો ફેરફાર વિધિ પ્રકટ કરે છે. એટલા માટે સંગીત અને વિધિના સિદ્ધાંતમાં આખો જનસ્વભાવ સમાય છે.

સંગીતને અતિ લંબાવવાથી (સંગીતપર વિશેષ ધ્યાન આપ્યાથી) ગ્લાનિ પેદા થાય છે, અને વિધિ કરવામાં ગ્રામ્યતા કંઈક વિપરીત ભાવ બતાવે છે. જે સંગીતથી ગ્લાનિનો કોઈ પણ અંશ પેદા થાય નહીં, તેવું અત્યુત્તમ સંગીત બનાવવું અને જે વિધિઓ કરવામાં કંઈ પણ વિપરીત ન જણાય, તેવી અતિ સંપૂર્ણ વિધિ કરવી, એ બે એક મહર્ષિનુંજ કાર્ય છે.

પ્રાચીન રાજાઓ જ્યારે પોતાનું હાથમાં લીધેલું કામ પૂરું કરતા, ત્યારે તેમની યાદગિરીમાં તેઓ સંગીત બનાવતા. જ્યારે તેઓ પોતાની શાસન-પદ્ધતિ સ્થાપતા, ત્યારે તેઓ પોતાની વિધિઓ

રચતા. તેમના સંગીતની મહત્તા તેઓએ હાથમાં લીધેલા ક્રમોની મહત્તાના પ્રમાણમાં હોય છે; અને તેમની વિધિઓની સંપૂર્ણતા તેમની શાસનપદ્ધતિની વ્યાપકતાના પ્રમાણમાં હોય છે.

વિધિઓ લોકોના મનને સ્પષ્ટ રીતે પ્રકટ કરે છે; સંગીત તેમના ધ્વનિનું અનુકૂળ પડતું ઉચ્ચારણ પ્રાપ્ત કરી આપે છે; શાસનપદ્ધતિના નિયમોનો હેતુ વિધિઓ અને સંગીતને ખીલવવાનો, અને તેમનો ભંગ કરવા સામે રક્ષણ કરવા માટે શિક્ષા કરવાનો છે. જ્યારે વિધિઓ, સંગીત, કાયદાઓ, અને શિક્ષાઓનો કોઈ પણ જાતનાં અનિયમિતપણા કે તકરાર વગર, સંપૂર્ણ રીતે દરેક સ્થળે અમલ થાય છે, ત્યારે રાજાદ્વારા અમલ ચલાવવાની રીતિ પૂર્ણ થાય છે.

સામ્યતા અને ઐક્ય એ સંગીતના હેતુઓ છે; વિશિષ્ટતા અને ભેદ એ બે વિધિના હેતુઓ છે. ઐક્યતામાંથી પરસ્પરનો સ્નેહ પેદા થાય છે; ભેદમાંથી પરસ્પરનો પૂજ્યભાવ જન્મે છે. જ્યાં સંગીતનું રાજ ચાલે છે, ત્યાં આપણે નિર્બળ સંમતિ જોઇએ છે; જ્યાં વિધિનું રાજ ચાલે છે, ત્યાં જૂદા પડવાની વલણ જણાય છે. લોકોની લાગણી મિશ્ર કરવાનું અને તેમનાં બાહ્ય દર્શનને સૌંદર્યતા બક્ષવાનું કામ આ બન્ને (વિધિ અને સંગીત)નું છે.

સંગીત અંતરમાંથી જન્મે છે, અને વિધિઓ બહારથી જન્મે છે. અંતરમાંથી જન્મતું સંગીત મનની સ્વસ્થતા પેદા કરે છે; બહારથી આવતી વિધિઓ રીતભાતની સૌંદર્યતા પેદા કરે છે. સંગીતની ઉંચામાં ઉંચી શૈલી તેની સરલતાથી જ વિશિષ્ટ થાય છે; સૌંદર્યતાની શ્રેષ્ઠ શૈલી તેના બહાર દેખાડ કરવાના ગુણ વગર હોવાથી થાય છે.

સ્વર સંક્રમો માણસના મનમાંથી ઉત્પન્ન થાય છે; અને સંગીત એ તેમના સંબંધ અને ભેદ પરત્વે તેમનો (સ્વરોનો) માંહેમાંહે સંદેશા લઈ જનાર છે. એટલા માટે પશુઓ પણ સ્વર સમજે છે, પણ તેનો સંક્રમ જાણતા નથી; અને જનસમુદાય સ્વરસંક્રમ સમજે છે, પણ સંગીત જાણતા નથી. માત્ર શ્રેષ્ઠ જ સંગીત સમજી શકે છે.

સંગીત એ સ્વર્ગ અને પૃથ્વી વચ્ચેની સ્વરૈક્યતા છે; વિધિઓ સ્વર્ગ અને પૃથ્વીની વ્યવસ્થાપૂર્વકની વિશિષ્ટતાનું, અને નહીં કે ક્રિયાનું પ્રતિબિંબ પાડે છે. એ સ્વરૈકયતામાંથી સર્વ વસ્તુઓને અસ્તિત્વ મળે છે; તે વ્યવસ્થાપૂર્વકની વિશિષ્ટતાને લીધે વસ્તુ વસ્તુઓ વચ્ચેનો ભેદ પેદા થાય છે. સંગીતનું ઉત્પત્તિ સ્થાન સ્વર્ગ છે; પૃથ્વીના દેખાવપરથી વિધિઓ પોતાનું સ્વરૂપ સ્વીકારે છે. એ દેખાવોની નકલને અતિઘણી

વધારવામાં આવે તો ગુંચવાડો પેદા થશે; એ સંગીતની રચનાને અતિ ઘણી વધારવામાં આવશે તો તે અત્યંત ઉગ્ર બની જશે.

જ્યારે એક માણુસ જન્મે છે, ત્યારે તે શાંત સ્થિતિમાં જાણે કે સ્વર્ગમાંથી આવે છે. જેમજેમ તેના પર બહારની વસ્તુઓ અસર કરે છે, તેમતેમ તેની તેજી પ્રકટ થાય છે, અને પોતાના સ્વભાવને અનુસરતી કામનાઓને ખીલવે છે. જેમજેમ વસ્તુઓને નિરખવાનું તેનું વધે છે, તેમતેમ તેનું જ્ઞાન વધે છે. પછી સ્નેહ અને તિરસ્કારનું સ્વરૂપ ઉત્પન્ન થાય છે. જ્યારે એમને (સ્નેહ અને તિરસ્કારને) અંદરની કોઈ વસ્તુથી નિયમમાં રાખવામાં આવતા નથી, અને વૃદ્ધિ પામતું જ્ઞાન બહાર આડે રસ્તે દોરવે છે, ત્યારે તે પોતાને બચાવી શકતો નથી, અને સ્વર્ગીય નિયમ તૂટી જાય છે.

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે, પ્રાચીન રાજાઓ, સંગીત અને વિધિઓની પોતાની સંસ્થામાં, પેટની અને કાન તથા નેત્રની કામનાઓ સંપૂર્ણ રીતે કેમ સંતોષી શકે, તે શોધવાનો પ્રયત્ન કરતા ન હતા; પણ તેઓનો હેતુ લોકોને તેમની પસંદગી અને નાપસંદગીને નિયમમાં રાખવાનું શીખવવાનો, અને મનુષ્યત્વના કુદરતી માર્ગપર તેમને પાછા લાવવાનો હતો.

પણ મનુષ્યોપર અસર કરતી વસ્તુઓનો કંઈ પાર જ નથી; અને જ્યારે તેની પસંદગી અને નાપસંદગીને નિયમમાં રાખવામાં નથી આવતી, ત્યારે બહારની વસ્તુઓ જેમ તેની સમક્ષ રજુ કરવામાં આવે છે, તેમ તેનાપર અસર થાય છે. (તે બાહ્ય સ્વરૂપ જ જુવે છે, ગુહ્યાર્થ સમજી શકતો નથી. જેમકે, શ્રીકૃષ્ણ અને ગોપીનો પ્રેમ.) તેનું પરિણામ એ આવે છે કે, તે તેના અંતરના ઈશ્વરી નિયમના નાદને ગુંગળાવે છે, અને જે કામનાઓથી મનુષ્ય ઘેરાય, તે કામનાઓને લાડ લડાવે છે. આ રીતે આપણું અંતઃકરણ ઠગારું અને બળવાખોર, અને આપણો આચાર વ્યભિચારી, નિરંકુશ અને તોફાની થાય છે. બળવાન્ નિર્બળને દબાવે છે. ઘણાઓ થોડા સાથે ક્રૂર થાય છે. જાણકાર અજાણ્યા (ભોળા)ને ઠગે છે. ભીરુને માટે કડવું થઈ પડે તેમ હિંમતવાન્ કરે છે. રોગિષ્ટોની સારવાર થતી નથી; વૃદ્ધ અને જુવાન, નિરાશ્રિત અને એકલવાયાની કોઈ પરવા કરતું નથી. જે મોટી અવ્યવસ્થા થાય છે, તે આવી છે.

તેટલા માટે પ્રાચીન રાજાઓએ, જ્યારે તેઓએ વિધિ અને સંગીતની સંસ્થાઓ સ્થાપી ત્યારે, માણસ જાતની જરૂરિયાતનો વિચાર કરીને તેમના નિયમો ઘડ્યા. માબાપને માટે ભગવાં પહેરવાં,

રડવું અને શોક કરવું, એ રીતે તેઓએ શોકની ક્રિયાઓની વ્યાખ્યા બાંધી. ઘંટ, પડઘમ, ઢાલ, અને કૂહાડીવડે તેઓએ આરામ અને મોજશોખની ઋતુઓમાં એકતારતા દાખલ કરી. લગ્ન, પાઘડી(ટોપી), અને ચાક પહેરવાથી તેઓએ સ્ત્રી અને પુરુષ વચ્ચે જે ભિન્નતા રહેવી જોઇએ, તે ટકાવી રાખી. જીલ્લાઓમાં ધનુર્વિદ્યાના મેળાવડાઓ કરી, અને રાજાઓના મેળાવડામાં મિજબાનીઓ આપી, તેઓએ મિત્રાચારીના ભાવને શુદ્ધ રીતે ટકાવી રાખવાની ગોઠવણ કરી.

સંગીતને તેનાં પૂર્ણ ફળો આવવા દો, અને એક પણ અસંતોષી મન રહેશે નહીં; વિધિને પણ તેમ કરવા દો અને એક પણ કજીઆ-કંકાસ થશે નહીં. જો એક રાજ્યની શાસન-પદ્ધતિ વિનય અને નમસ્કારથી ચિહ્નવાન્ થાય તો ત્યાં જરૂર જેને સંગીત અને વિધિ કહેવામાં આવે છે, તે હોવાં જોઇએ. લોકોને જોરજુલમથી દબાવવાનો બનાવ ત્યાં બનશે જ નહીં, ખંડિયાઓ નમ્રપણે દરબારમાં પ્રાહુણા તરીકે હાજર થશે; લડાઇનાં શસ્ત્રોનો પ્રયોગ કરવાનો, અને પાંચ પ્રકારની શિક્ષા કરવાનો પ્રસંગ આવશે જ નહીં, સાધારણ લોકોને ફરિયાદ કરવાનું કંઈ કારણ મળશે નહીં, અને દેવપુત્રને ક્રોધ કરવાનું કારણ

મળશે નહીં. આવી વસ્તુસ્થિતિ એક વિશ્વવ્યાપી સંગીતરૂપ થશે.

ગાવામાં, તીવ્ર સ્વરો જાણે તેમને ઉંચા લઈ જતા હોય, તેમ ઉંચે ચહડશે; કોમળ સ્વરો જાણે તેઓ જમીનપર પડતા હોય તેમ નીચે ઉતરશે. તેમના વારા ભાંગેલી વસ્તુના જેવા છે. છેવટનો સ્વર willow જાતિના વૃક્ષના ભાંગવા જેવો લાગે છે. ભાર મૂકવાના સ્વરો જાણે ચોખૂણુ આકૃતિ-થી કરવામાં આવ્યા હોય તેવા છે. થડકતા સ્વરો એક ભાલાના નકૂચાના વાંક જેવા છે. એકજ ચાવીપર લંબાવાતા સ્વરો સાથે ગુંથેલા મોતી જેવા છે. તેટલા માટે ગાવું એટલે શબ્દોનું લંબાણુ પ્રકટીકરણુ છે. શબ્દોનું તેમાં ઉચ્ચારણુ થાય છે, અને જ્યારે એક સાદો ઉચ્ચાર પૂરતો હોતો નથી, ત્યારે તેઓ તેમનો ઉચ્ચાર લંબાવે છે. જ્યારે એક લંબાણુ ઉચ્ચાર પૂરતો નથી ત્યારે નિઃશ્વાસ અને હાલહાલ થાય છે. જ્યારે તે પણુ પૂરતા નથી ત્યારે, હાથના ચાળા અને પગનું ઠોકવું, ભાન વગર, થાય છે.

સંગીત એ ધ્વનિના સંક્રમની ઉત્પત્તિરૂપ છે, અને જેમ તેનાપર બાહ્ય વસ્તુથી અસર થાય છે તેમ મનની રમતમાં તેનું મૂળ છે. જ્યારે મન દિલગીરીમાં હોય છે ત્યારે, સ્વર તીક્ષ્ણુ

હોય છે અને અસ્પષ્ટ હોય છે; જ્યારે મન લેહેરમાં હોય છે ત્યારે, સ્વર ધીમો અને નમ્ર હોય છે; જ્યારે મન આનંદમાં હોય છે ત્યારે, સ્વર 'અહાહા' અવાજ કરે છે અને તરત જ અદૃશ્ય થાય છે; જ્યારે ગુસ્સામાં હોય છે ત્યારે સ્વર પરુષ અને જુસ્સાવાળો હોય છે; જ્યારે ભાવપૂજ્ય હોય છે ત્યારે, સ્વર નમ્રતાનું સૂચન કરતો ખુલ્લા દીલવાળો હોય છે; જ્યારે મન પ્રેમમાં હોય છે ત્યારે, સ્વર એક તાલબંદ્ધ અને મધુર હોય છે. સ્વરની આ છ વિચિત્રતા સ્વાભાવિક નથી. તેઓ બહારની વસ્તુઓની મનપર પડેલી છાપ સૂચવે છે. એટલા માટે પ્રાચીન રાજાઓ જે વસ્તુઓથી મનપર અસર થતી હતી, તે વસ્તુઓના સંબંધમાં સંભાળ રાખતા હતા.

એટલા માટે, તેઓએ માણસોના લક્ષ્યને સીધે માર્ગે દોરવવાને વિધિઓની; ધ્વનિને એકતાલ-મય કરવાને સંગીતની; લોકોના આચારને પ્રમા-ણિકતાવાળા કરવાને કાયદાની; અને દુરાચાર તરફની તેમની વલણ સામે રક્ષણ કરવાને શિક્ષાની સ્થાપના કરી. વિધિઓ, સંગીત, કાયદા, અને શિક્ષાઓ એ સર્વનું લક્ષ્ય એક જ છે. જે સાધનોવડે લોકોનાં મનને સુધારવામાં આવે

છે તે તેઓ છે, અને તેઓ સારી શાસનપદ્ધતિને સહાય કરે છે.

માણસનાં અંદરની કુદરત (સ્વભાવ) તે સંગીતનું ક્ષેત્ર છે; વિધિનું ક્ષેત્ર બહારનું છે, સંગીતનું પરિણામ સંપૂર્ણ એકરસતા છે; વિધિનું પરિણામ ન્યાય (વિનય) સંપૂર્ણ પાળવામાં છે. જ્યારે એક માણસનો અંતરાત્મા એકરસ છે અને બહારનો આત્મા નમ્ર છે ત્યારે લોકો તે તેના મુખમાં જુવે છે અને તેની સાથે તકરાર કરતા નથી; તેઓ તેનાં આચરણ તરફ જુવે છે અને તેઓ તેની સાથે જંગલી તેમ બેદરકાર થતા નથી. તેટલા માટે કહેતી છે કે: "વિધિઓ અને સંગીતનો સંપૂર્ણ અમલ કરો, અને તેમને તેમનું બાહ્ય સ્વરૂપ અને ન્યાસ આપો, અને આકાશ નીચે (આ દુનીયામાં) વ્યવસ્થા કરવાને મુશ્કેલ કંઈ જણાશે નહીં.

---

## વૈર

"ઝે-હુસીયા"એ કોન્ફ્યુસીયસને, એક છોકરાએ જે મનુષ્યે તેના બાપ અથવા માને મારી નાંખી હોય, તેની સાથે કેવી રીતે વર્તવું તેનો સવાલ કર્યો. પ્રભુએ જવાબ આપ્યો, "ઢાલને ઓસીકું બનાવી ઘાસપર તેણે સૂવું;

તેણે કોઈ પણ અધિકાર લેવો નહીં; એક જ આકાશ નીચે ઘાતકની સાથે ન સૂવાનો તેણે નિશ્ચય કરવો જ જોઇએ. જો તે ચૌટામાં કે દરબારમાં તેની સામો મળે, તો તેણે શસ્ત્ર લેવા પાછા ન જવું, પણ તેની સાથે લડવું જ."

"ઝે-હસીયા"એ કહ્યું, "જો એકે એકના ભાઇને માર્યો હોય તો તેણે તેની સાથે કેમ વર્તવું, એ મારો પ્રશ્ન છે." ઉત્તર મળ્યો કે "તે અધિકાર પદ સ્વીકારે, પણ જે રાજ્યમાં ઘાતક હોય તે જ રાજ્યમાં નહીં; જો તેને તેનો રાજકર્તા કોઈ સંદેશો આપવા મોકલે તો, જો કે તે તે ઘાતકને સામો મળે તોપણ, તેને તેની સાથે લડવું નહીં."

"ઝે-હસીયા"એ પાછું પૂછ્યું, "અને જો પિત્રાઇઓને કોઇએ માર્યા હોય તો તેણે તેની સાથે કેમ વર્તવું?" કોન્ફ્યુસીયસે કહ્યું, "તેણે (તેની સાથે) આગેવાન ભાગ ન લેવો. જો જેને તે વિષે ખાસ લાગતું વળગતું હોય, તે તે કરવાને સશક્ત હોય, તો તેણે તેને, પોતાના હાથમાં શસ્ત્ર રાખીને, પાછળથી ટેકો આપવો.

---

## દોલત

ઉભરાયા વગર ભરપૂર થવું, એ દોલત રાખવાનો રસ્તો છે.

નાનો (છાલકો) માણસ જ્યારે ગરીબ હોય છે ત્યારે, તેને પોતાના અર્થ-કષ્ટનો ખીલો ખુંચે છે; અને છાલકો માણસ પૈસાદાર થાય છે ત્યારે તે અભિમાની થવાનો સંભવ છે. તે ગરીબીમાં રીબાતો હોય ત્યારે તે ચોરવાને લલચાય, અને જ્યારે અહંકારી થાય છે ત્યારે તે જુલ્મી થાય છે. યોગ્યાયોગ્યતાના નિયમો માણસોની આ લાગણીઓ ધ્યાનમાં રાખે છે, અને તેમને માટે નિશ્ચિત કાયદાઓ ઠરાવે છે. આ મનુષ્યજાતિ માટે સેતુબંધ જેવા છે. એટલા માટે મહાત્માઓ એ ધન અને માન પ્રતિ એવી રીતે વર્ત્યા છે કે, તેઓ પાસે મનુષ્યોને મગરુર કરવાની શક્તિ રહે જ નહીં; કે ગરીબીનો ખીલો તેઓને ખુંચે નહીં; અને જ્યારે માનદ સ્થાનમાં હોય ત્યારે જે માણસો તેમના કરતાં ઉચ્ચ હોય, તેમની સાથે નાદરમાન થવું.

---

## મિત્રતા

તમારા મિત્રને પ્રામાણિકપણે ઠપકો આપો અને તેને માયાથી દોરવવાનો પ્રયત્ન કરો. જો તમને તે ઉચ્છૃંખલ દેખાય તો તમે અટકી જજો. તમને પોતાને કલંક લગાડતા ના.

મિત્રોએ નિખાલસપણે અને કડવાસથી એક

બીજાને ઠપકો આપવો જ જોઇએ, અને ભાઇ-ઓએ એક બીજા પ્રતિ નમ્ર થવું જોઇએ.

જ્યારે એક માણસ નજીવાં કારણે ગરીબ અને હલકા માણસ સાથની મિત્રતા તોડી નાંખે છે, અને ધનવાન્ અને અમીર સાથે મહત્વનાં કારણે મિત્રતા તોડી નાંખે છે, ત્યારે યોગ્યતાનો તેનો ચાહ મોટો માનવો, તેમ દુર્ગુણનો તેનો તિરસ્કાર વધારે જણાતો નથી. જો કે બીજાઓ કહે કે, લાભની લાલચ તેનાપર અસર કરતી નથી તો પણ, હું તેમનું કહેવું માનતો નથી.

"યુઆન-ઝાંગ" નામનો એક કોન્ફ્યુશીયસનો જૂનો ઓળખીતો હતો. જ્યારે તેની મા મરી ગઈ, ત્યારે પ્રભુએ તેને બહારનું 'કૉફીન' (મુડદાં મેલવાની પેટી) તૈયાર કરવામાં તેને મદદ કરી હતી. 'યુઆન' તે લાકડાની પેટીપર ચહડ્યો, અને કહ્યું, "મેં કોઈ પણ ચીજ ગાયાને ઘણો વખત થઈ ગયો છે," અને તે ગાવા લાગ્યો કે,

"એક જંગલી બીલાડીના માથાં જેવાથી ચિહ્નિત થયું છે; તે તમે પકડ્યો છે તેવા એક યુવતીના હાથ જેવો છે."

પરંતુ કોન્ફ્યુસીયસે તો જાણે તે સાંભળ્યું જ ન હોય તેમ કર્યું, અને તેની પાસેથી પસાર થઈ ગયો. જે શિષ્યો તેની સાથે હતા, તેઓએ

કહ્યું, “તમે તેની સાથનો સંબંધ કેમ તોડી શકતા નથી ?” તેણે જવાબ આપ્યો; “મેં સાંભળ્યું છે કે, સગાંઓએ પોતાની સગાઈ ભૂલી જવી નથી જોઇતી, અને જૂની ઓળખાણવાળાઓએ પોતાની મિત્રતા ભૂલવી જોઇતી નથી.”

---

## શ્રેષ્ઠ માણસ

શ્રેષ્ઠ માણસ વાજબી રીતે દૃઢ હોય છે, માત્ર (નિરર્થક કે ગેરરીતે) દૃઢ નથી હોતો.

શ્રેષ્ઠ માણસ સદ્ગુણનો વિચાર કરે છે; નાનો (છાલકો) માણસ સુખસગવડનો વિચાર કરે છે.

શ્રેષ્ઠ માણસ ઉદાર હોય છે અને પક્ષપાતી નથી હોતો; હલકો માણસ પક્ષપાતી હોય છે અને ઉદાર નથી હોતો.

શ્રેષ્ઠ માણસ દમામ-(તેજ)વાળો હોય છે અને તકરાર કરતો નથી. તે મળતાવડો હોય છે, માત્ર પોતાની જ જાતમાં ભળનારો હોતો નથી.

શ્રેષ્ઠ માણસ મીઠાશવાળો હોય છે પણ પ્રશંસા કરનારો નથી હોતો: હલકો માણસ પ્રશંસા કરનારો હોય છે અને મીઠાશવાળો નથી હોતો.

શ્રેષ્ઠ માણસમાં અભિમાન વગરની તેજસ્વાન સરળતા હોય છે; હલકા માણસમાં તેજસ્વાન સરળતા વગરનું અભિમાન હોય છે.

શ્રેષ્ઠ માણુસ જે શોધે છે, તે તેના પોતાનાં-માં જ હોય છે. હલકો માણુસ જે શોધે છે, ત બીજાનામાં હોય છે.

શ્રેષ્ઠ માણુસને પોતાનામાં કાર્ય કરવાની શક્તિની ખામી હોવાને લીધે દુઃખ થાય છે. બીજાં માણુસો તેને ન ઓળખે, તેથી તેને દુઃખ નથી થતું.

"ત્સે-કુંગે" પૂછ્યું કે, શાથી એક માણુસ શ્રેષ્ઠ થાય છે? પ્રભુએ કહ્યું, "તે બોલ્યા પૂર્વે કાર્ય કરે છે, અને પછી પોતાનાં કાર્યોના પ્રમાણુ-માં બોલે છે."

શ્રેષ્ઠ માણુસ અમુક એક વસ્તુને માટે કે વસ્તુની સામે લલૂતા રાખતો નથી. જે સત્ય છે, તેની પાછળ તે જાય છે.

શ્રેષ્ઠ માણુસ ઈશ્વરના ઠરાવેલા સમયની રાહ જોતો શાંત અને ઠંડો રહે છે; જ્યારે હલકો માણુસ નસીબના ચમત્કારોને શોધતો, ભયંકર માર્ગે જાય છે.

ધનુષ્યવિદ્યામાં આપણે કંઈક શ્રેષ્ઠ માણુસના જેવું જોઇએ છીએ. જ્યારે બાણાવલી લક્ષ્યનું મધ્યબિન્દુ ચૂકી જાય છે, ત્યારે તે પાછો ફરે છે અને પોતાની નિષ્ફળતાનું કારણુ શોધે છે.

શ્રેષ્ઠ માણુસ પોતાનું ધ્યાન જે બુદ્ધિપૂર્વક હોય છે તે તરફ વાળે છે. તે સિદ્ધ થતાં સર્વ સત્ય

માર્ગો સ્વાભાવિક જ ચાલ્યા આવે છે. માતાપિતા પ્રતિનો ધર્મ અને બંધુઓની આજ્ઞાનો સ્વીકાર, એ સર્વ ઉદાર કર્મોનું મૂળ નથી શું?

શ્રેષ્ઠ માણસ, મનુષ્યોની સમક્ષ ભૂલ ભરેલું પગલું ભરતો નથી, તેમ પોતાના ચહેરાનો ભાવ પ્રકટ કરવામાં કે બોલવાની રીતમાં જરા પણ ભૂલ કરતો નથી; તેટલા માટે તેનો દેખાવ દબાવે છે, તેનો ચહેરો ભય પેદા કરે છે, અને તેના શબ્દો વિશ્વાસ ઉત્પન્ન કરે છે.

શ્રેષ્ઠ મનુષ્ય, જાણે કે લાગણી થવામાં ઠંડો હોવા છતાં તે સ્નેહનો ભાવ પોતાના ચહેરાપર ધારણ કરી શકતો હોય તેમ, પોતાના મોંહપર પોતાનો સ્નેહ બતાવતો નથી. એ નાના માણ-સનું કામ છે, અને એક ચોર જે ભિંતમાં ખાતર પાડે છે, તેના કરતાં તે વધારે સારો નથી એમ તે છાપી આપે છે.

જ્યાં કુશળતા કરતાં ગુણો ભારોભાર હશે ત્યાં આપણે ગામડીયાપણું જણાશે. જ્યાં સારા ગુણો કરતાં કુશળતા વિશેષ હશે ત્યાં આપણે એક મુત્સદ્દીની રીતભાત પ્રત્યક્ષ થશે. જ્યાં કુશળતા અને સારા ગુણો સમભાગે મિશ્ર થયેલા છે ત્યાં સંપૂર્ણ સદ્‌ગુણવાળો માણસ મળી આવે છે.

શ્રેષ્ઠ માણસ દરેક વસ્તુમાં સત્યતાને મુખ્ય

ગણે છે. તે યોગ્યાયોગ્યતાના નિયમાનુસાર તેનો અમલ કરે છે. નમ્રતામાં તે તે દર્શાવે છે. તે ખરાં હૃદયથી તે પૂર્ણ કરે છે. એ જ ખરેખર શ્રેષ્ઠ માણુસ છે.

શ્રેષ્ઠ માણુસ બીજા મનુષ્યોનાં મોઢેથી વખાણ કરવામાં જ પોતાની હદ રાખતો નથી; અને આ રીતે લોકો તેના પ્રતિ ભક્તિભાવવાળા થાય છે. જ્યારે તે ઠંડીથી સીકડાતાં મનુષ્યો વિષે પૂછે છે, ત્યારે તે તેમને કપડાં લત્તાથી ઢાકે છે; અથવા ક્ષુધાથી પીડાતા મનુષ્યો વિષે તપાસ કરે છે, ત્યારે તે તેમને ખવડાવે છે; અને જ્યારે તે એક મનુષ્યના સારા ગુણનાં વખાણ કરે છે, ત્યારે તે આગળ વધી તેને પદવીદાન કરે છે.

"ત્સ્ઝે-લૂ"એ પૂછ્યું, "શ્રેષ્ઠ માણુસ વીરતાની કીમત કરે છે ખરો ?" પ્રભુએ કહ્યું, "શ્રેષ્ઠ માણુસને મન સત્યતા અત્યંત મહત્વની છે. એક પદવીવાળો પણ સત્યતા વગરની વીરતા ધરાવનારો માણુસ અવશતાનો, નાફરમાનીનો ગુન્હેગાર ઠરશે; હલકા વર્ગનો પણ સત્યતા વગરનો વીરતાવાળો માણુસ ધાડ પાડશે, લૂટફાટ કરશે."

"યુ"ના ચારિત્ર્યમાં હું એક પણ દોષ જોઈ શકતો નથી. તેણે પોતાને કંગાળ ખોરાક અને પાણીની ટેવ પાડી હતી, પણ ચૈતન્યમય ચીજો તરફ તે

અત્યંત પિતૃધર્મ દર્શાવતો હતો. તેનાં સાધારણ કપડાં ચીથરેહાલ હતાં, પણ તે યજ્ઞ સમયે પહેરવાની ટોપીમાં અને ભગવાં કપડામાં અત્યુચ્ચ સૌંદર્ય દાખવતો હતો. તે એક કંગાળ નીચા ઘરમાં રહેતો હતો, પણ તે પોતાની સર્વ સંપત્તિનો ખાડીઓ અને નહેરો ખોદાવવામાં વ્યય કરતો હતો. "યુ"માં મને કંઈ પણ દોષ જેવું મળી શકતું નથી.

જે માણસ પદાર્થોના મૂળ ઝરાઓ જાણે છે, તેનામાં દૈવી બુદ્ધિ હોય છે ખરી? શ્રેષ્ઠ માણસ તેમની સાથે વ્યવહાર કરવામાં ખુશામતનો ઉપયોગ કરતો નથી; અને હલકા સાથે વ્યવહાર કરવામાં કંઈ પણ અઘટિત છૂટ લેતો નથી. તે પદાર્થોના મૂળ ઝરાઓ જાણે છે, તે શું આ બતાવતું નથી? એ ઝરાઓ તો માત્ર સહજ આરંભના છે, સારાં નસીબના ઘણા જ આગળનાં ચિહ્નરૂપ છે. શ્રેષ્ઠ માણસ તેમને જુવે છે અને એક દિવસ પણ તેમની રાહ જોયા વગર તે પ્રમાણે કાર્ય કરે છે.

જે ભયને ધ્યાનમાં રાખે છે, તે પોતાની જગ્યામાં સહીસલામત આરામ લે છે; જે નાશને ધ્યાનમાં રાખે છે, તે પોતાના લાભોને સલામત સાચવી લે છે; જે પોતાની નજરમાં અવ્યવસ્થાના ભયને

રાખે છે, તે વ્યવસ્થાની સ્થિતિ ટકાવી રાખશે. તેટલા માટે શ્રેષ્ઠ માણસ, સલામતીમાં આરામ લેતાં આવનાર ભયને ભૂલી જતો નથી. જ્યારે તેના લાભો સલામત છે ત્યારે તે સંભાવિત નાશને ભૂલતો નથી. જ્યારે બધું વ્યવસ્થિત હોય છે ત્યારે તે અવ્યવસ્થા આવી પડે તે ભૂલી જતો નથી. આ પ્રમાણે તેના અંગને ભય રહેતો નથી, અને તેનાં મુલકો અને તે મુલકોની સર્વ જાતો સચવાયલી રહે છે.

શ્રેષ્ઠ માણસ બીજાને ચલાવે છે, તે પહેલાં પોતાની શુદ્ધિ ઠેકાણે રાખે છે. બોલવા પહેલાં તે પોતાનું મન શાંત અને નિશ્ચિંત ઠંડું રાખે છે. બીજાઓ પાસે કંઈ પણ લાભ શોધવા પહેલાં તે તેમની સાથનો વ્યવહાર નક્કી કરે છે. શ્રેષ્ઠ માણસ આ ત્રણ ચીજને ખીલવે છે, અને એ રીતે તેને બીજા વધારેની કંઈ જરૂર પડતી નથી. જ્યારે તેની પોતાની શુદ્ધિ ઠેકાણે ન હોય ત્યારે જો તે બીજાને ચલાવે છે, તો લોકોપર તેની અસર થશે નહીં. જ્યારે તે પોતે જ ભયની સ્થિતિમાં હોય ત્યારે જો તે બોલે છે, તો લોકો તેની ઇચ્છાનો પડઘો પાડશે નહીં. લોકો સાથે વ્યવહાર ચાલુ કર્યા વગર જો તે પોતાની અરજ જાહેર કરશે તો, લોકો તે અરજ સ્વીકારશે નહીં.

જ્યારે કોઈ પણ તેની સાથે એકમત હોતા નથી, ત્યારે તેના શત્રુઓ ઉત્પન્ન થાય છે.

જેને "અંતઃકરણપૂર્વકના અથવા સત્ય વિચારો" કહેવામાં આવે છે તે એ કે, પોતાને ઠગવા ન દેવો;-જેમકે જ્યારે આપણે, (સ્વાભાવિક રીતે અને કોઈ પણ જાતના દબાણ વગર) દુર્ગંધને ધિક્કારીએ છીએ અને સૌંદર્યને ચાહીએ છીએ. તેટલા માટે શ્રેષ્ઠ માણસે, જ્યારે તે એકલો પડે ત્યારે, પોતાના ચારિત્ર્યપર દેખરેખ રાખવી જોઇએ. એકલો હોય ત્યારે નાનો માણસ ન કરે એવો કોઈ પણ દુર્ગુણ નથી. પણ જ્યારે તે શ્રેષ્ઠ માણસ-ને જુએ છે ત્યારે તે, પોતાના દુર્ગુણોને છૂપાવી અને સારા ગુણોનું પ્રદર્શન કરાવી, પોતાનું રૂપ છૂપાવે છે. સામો, જાણે કે તેણે તેનું અંતર અને મન જોયાં હોય તેમ તેને અવલોકે છે. તેની સ્વરૂપછૂપામણ શા ખપની છે? આ એક કહેવતનું દૃષ્ટાંત છે કે, "જે ખરેખરું અંદર છે, તે બહાર આવશે જ." તેટલા માટે જ્યારે એકલે-પડે ત્યારે શ્રેષ્ઠ માણસે પોતાપર દેખરેખ રાખવી જ જોઇએ.

શ્રેષ્ઠ માણસમાં નવ ચીજો છે કે, જે તેને માટે ગંભીર વિચાર કરવાના વિષયો છે. (૧) પોતાનાં નેત્રોનો ઉપયોગ કરવામાં તે સ્પષ્ટ જોવાને આતુર

હોય છે. (૨) કાનનો ઉપયોગ કરવામાં તે ખુલ્લે ખુલ્લું સાંભળવાને ઇચ્છા રાખે છે. (૩) પોતાના ચહેરાના સંબંધમાં તે ઉદાર દેખાવો જોઇએ એવી તેની આતુરતા હોય છે. (૪) આચરણમાં તે એવી આતુરતા રાખે છે કે, તે માનપૂર્વક હોવું જોઇએ. (૫) બોલવામાં તે એવી ઇચ્છા રાખે છે કે, તે અંતઃ-કરણપૂર્વકનું હોવું જોઇએ. (૬) કામધંધો ચલાવ-વામાં તે એવી આતુરતા રાખે છે કે, ત્યાં માન-પૂર્વક સાવચેત હોવું જોઇએ. (૭) શંકાના વિષયોમાં તે અન્યને પૂછવાને આતુર રહે છે. (૮) જ્યારે તે ક્રોધમાં હોય છે, ત્યારે તે ક્રોધથી તે જે મુશ્કે-લીમાં જઈ પડે, તે મુશ્કેલીનો વિચાર કરે છે. (૯) જ્યારે તે પોતે લાભ મેળવે એવું જુવે છે, ત્યારે તે સત્યતાનો વિચાર કરે છે.

લાંબો વખત થયાં સંપૂર્ણ મનુષ્યત્વની પ્રાપ્તિ કરવાનું માણસોમાં મુશ્કેલ થઈ પડ્યું છે. એ તો માત્ર શ્રેષ્ઠ માણસ જ તેને પ્રાપ્ત કરવાને શક્તિ-વાન્ થાય છે. તેટલા માટે જે તે પોતે જ કરી શકે તેમ છે, તે બીજાઓ પાસે કરાવવાને બીજા માણસોને મહેનત આપતો નથી, તેમ જે તેઓ કરી શકે તેમ નથી, તે માટે તેમને શરમાવતો પણ નથી. તેટલા માટે મહાત્મા આચારના નિયમો ઘડવામાં પોતે કોઈ નિયમ ઘડતો નથી,

પણ બીજાઓને એવી રીતે સૂચનાઓ આપે છે કે, જેથી તેઓ કાર્ય કરવાને ઉશ્કેરાય, અને જો તેઓ તે પ્રમાણે વર્તે નહીં તો શરમાય. આચારને નિયમમાં રાખવાને વિધિના, આચારનું બંધન તેમનાપર નાંખવાને સારી શ્રદ્ધાના, તેનું તેજ બહાર લાવવાને સત્ય દમામ રાખવાના, તેનો ભેદ પારખવાને અમુક કપડાં પહેરવાના, તે પૂર્ણ કરવાને મિત્રતાના નિયમો તે ફરમાવે છે. આ રીતિએ તે લોકોમાં એક સમાનતા ઉત્પન્ન કરવાને ઇચ્છે છે.

તે જ સાધુ છે કે, જેનામાં સ્પષ્ટ વિવેક–વિચાર અને ઉચ્ચ બુદ્ધિ છે કે, જેઓ તેને એક મહાન્ સ્થાનને માટે લાયક કરે છે; કે જેનામાં વૃદ્ધિગત ઉદારતા અને નમ્ર દૃઢતા છે કે, જેઓ તેને બીજાઓ સાથે સરખા રંહેવાને લાયક બનાવે છે; કે જે તે દૃઢતા અને ઔદાર્ય પ્રકટ કરે છે કે જેઓ તેને સારાં સૂત્રોને મજબૂત વળગી રહેવાને શક્તિમાન્ કરે છે; કે જે ઉદારતા, ન્યાય, યોગ્યાયોગ્યતા, અને જ્ઞાનથી પ્રેરાય છે કે જે તેને માટે પૂજ્યભાવ પેદા કરે છે; કે જે વિનયી જ્ઞાનનો અને સારાં સૂત્રોનો એવો મોટો અભ્યાસી છે કે, જેઓ વાજબી રીતે એકબીજાનો ભેદ પારખવાને માટે તેને લાયક કરે છે. તેના સદ્ગુણની અસરો મોટી અને વિશાળ થાય છે.

તે સદ્ગુણુ એક ઉંડા અને ચેતન્મય ઝરા જેવો છે કે, જે વગર અટકવે વહ્યા કરે છે; તે આકાશ જેવો કસવાળો અને વિશાળ છે અને એક મહાન્ ગાર જેવો ઉંડો છે. જ્યાં જ્યાં વહાણો હંકારાય છે, અથવા રથો દોડાવાય છે; જ્યાં જ્યાં આકાશનો પડછાયો પડે છે, અથવા પૃથિવી ધારણુ કરે છે; જ્યાં જ્યાં સૂર્ય અને ચંદ્ર પ્રકાશે છે, અથવા દવ અને ધૂમસ વરસે છે; જ્યાં જ્યાં જે કોઇમાં લોહી અને શ્વાસ છે તે સર્વમાં એવો એક પણુ નથી કે, જે તેને માન આપતો નથી, અને તેના પર પ્રેમ રાખતો નથી.

શ્રેષ્ઠ માણુસ પોતે જે સ્થિતિમાં હોય છે,તેને યોગ્ય કાર્ય કરે છે; તે તેનાથી વિશેષ કરવા ઇચ્છતો નથી. ધનવાન્ અને માનવાનની સ્થિતિમાં તે ધનવાન્ અને માનવાનની સ્થિતિને યોગ્ય જે હોય તે કરે છે. દારિદ્રયતા અને નીચપણામાં તે દારિદ્રયતા અને નીચતાને યોગ્ય કાર્ય કરે છે. (હરિશ્ચંદ્રની ચાંડાળની સ્થિતિ) જંગલી જાતોમાં તે હોય છે ત્યારે તે જંગલી જાતોને અનુસરે છે. ગ્લાનિમાં કે મુશ્કેલીમાં હોય ત્યારે તેવી સ્થિતિને યોગ્ય વર્તે છે. શ્રેષ્ઠ માણુસ એવી કોઈપણુ સ્થિતિમાં જઈ શકતો નથી કે, જ્યાં તે પોતાને યોગ્ય કાર્ય કરતો નથી. ઉંચ સ્થિતિમાં તે, જેઓ

તેનાથી ઉતરતી સ્થિતિમાં છે, તેમનું અપમાન કરતો નથી કે તેમના ઉપર જુલમ કરતો નથી. હલકી સ્થિતિમાં જેઓ તેનાથી ચઢતી સ્થિતિમાં હોય છે, તેઓને વળગતો નથી કે તેમનાપર આધાર રાખતો નથી. તે પોતાની સ્થિતિને યોગ્ય સત્ય કરે છે અને બીજા પાસેથી કંઈ પણ માંગતો નથી. સ્વર્ગમાં તે ઈશ્વર સામે બબડતો નથી; નીચે (પૃથ્વી ઉપર) તે માણસોનો દોષ કહાડતો નથી. જ્યારે હલકો માણસ નસીબનાં ચક્કર માટે ફાંફાં મારે છે અને જે ભયથી ભરેલું છે તે કરે છે, ત્યારે શ્રેષ્ઠ માણસ ઈશ્વરેચ્છાની રાહ જોતો શાંતિથી અને ઠંડેપણે બેસી રહે છે.

શ્રેષ્ઠ માણસ ઘરમાં બેસી રહે છે અને પોતાના ઉપદેશો બહાર કહાડે છે. જો તેઓ સારા હોય છે તો હજારો ગાઉથી પણ વધારે દૂર તેમનો પડઘો પડે છે. તો વધારે નાના મંડળમાં તેનો કેટલો બધો વધારે પડઘો પડે! તે ઘરમાં બેસે છે અને પોતાના શબ્દો (ઉપદેશો) બહાર મોકલાવે છે. જો તેઓ ખરાબ હોય છે તો હજારો ગાઉથી પણ વધારે દૂર તેની સામે વિરોધ થાય છે. તો વધારે નજીકના મંડળમાં તેથી કેટલો વધારે વિરોધ ઉભો થશે! એક વ્યક્તિ શબ્દો ઉચ્ચારે છે અને લોકો પર તેમની અસર થાય છે. જે સમીપમાં છે

તેમાંથી કર્મો પેદા થાય છે અને તેમની અસર દૂર સૂધી જણાય છે. શબ્દો અને કર્મો શ્રેષ્ઠ માણસની ધરી અને કમાન છે. એ ધરી અને કમાનની હીલચાલ યશ કે અપયશનો નિર્ણય કરે છે. તેના શબ્દો અને કર્મો આકાશ અને પાતાળ ધ્રુજાવે છે. તેમના સંબંધમાં તે બેપરવાઈ રાખે ખરો?

---

## રાજકર્તાના ધર્મો

એક રાજકર્તાને પોતાને શું પસંદ છે અને નાપસંદ છે, તેજ બાબતમાં માત્ર સાવચેતી રાખવાની છે. જે રાજકર્તાને પસંદ પડશે, તે પ્રમાણે તેના સચિવો તેનો અમલ કરશે, અને જે મોટાઓ કરશે તે પ્રમાણે નાનાઓ ચાલશે. ગીતાના પુસ્તકમાં આ ભાવનું આ કથન છે:

"લોકોને દોરવવા ઘણું સહેલું છે."

જ્યારે શ્રેષ્ઠ માણસો પોતાનો દયાભાવ જણાવવા પર પ્રેમ રાખે છે, ત્યારે નાના માણસો (હાથ નીચેના) તેને અમલ કરવામાં એક બીજાથી આગળ રહેવાને પ્રયત્ન કરે છે. તેટલા માટે જેઓ લોકોપર સત્તા ભોગવે છે તેઓએ, લોકોપર પોતાના પુત્ર સમાન પ્રેમ રાખીને મનુષ્ય જાતની જરૂરીયાતોને માન આપી, સ્પષ્ટ લક્ષ્યોની મનમાં આકાંક્ષા રાખવી જોઇએ અને અત્યંત

સ્પષ્ટ ધડો આપવો જોઇએ; ત્યારે લોકો પોતાના ઉપરીઓને ખુશ કરવા અત્યંત પ્રયત્નો કરશે.

રાજ્યો અને કુટુમ્બો સાથે એક મહારાજ્યની શાસનપદ્ધતિ ચલાવવાનું જે સઘળાઓના હાથમાં છે, તેઓને આ નવ મુખ્ય નિયમો પ્રમાણે વર્તવાનું છેઃ (૧) પોતાનાં ચારિત્ર્યોની ખીલવણી કરવી; (૨) ગુણવાન્ અને બુદ્ધિવાન્ મનુષ્યોનો સત્કાર કરવો; (૩) સગાંઓ તરફ સ્નેહભાવ રાખવો; (૪) મોટા સચિવો તરફ માન બતાવવું; (૫) સમસ્ત અધિકારી મંડળ સાથે માયાથી અને વિચારપૂર્વક વર્તણુક ચલાવવી; (૬) જનસમાજ સાથે છોકરાં તરીકે કામ પાડવું; (૭) સર્વ પ્રકારના કારીગરોના આગમનને ઉત્તેજન આપવું; (૮) દૂરથી આવનારાં મનુષ્યોની સાથે નરમાશથી વર્તવું; અને (૯) ખંડીયા રાજાઓને માયાથી પોષવા.

"ત્સ્ઝે-ચંગે" "કોન્ફ્યુશીયસ" ને પૂછ્યું કે, 'એક સત્તાધારીએ શાસનપદ્ધતિ યથાર્થ ચલાવવાને કેવી રીતે વર્તવું જોઇએ.' પ્રભુએ જવાબ આપ્યો, "પાંચ ઉત્તમને માન આપવા દો, અને ચાર ખરાબ પદાર્થોને દૂર કહાડવા દો, ત્યારે તે શાસનપદ્ધતિ યથાર્થ ચલાવી શકશે." "ત્સ્ઝે-ચંગે" ત્યારે પૂછ્યું, "એ પાંચ ઉત્તમ પદાર્થ

કયા છે?" પ્રભુએ કહ્યું, "(૧) જ્યારે સત્તાધારી મોટો ખર્ચ કર્યા વગર દાતાર થાય છે; (૨) જ્યારે લોકોમાં આતુરતા પેદા થયા વગર તેમને તે કામો સોંપે છે; (૩) જ્યારે તે લોભી થયા વગર પોતે જેની ઇચ્છા રાખે છે, તેની પાછળ મંડે છે; (૪) જ્યારે તે અભિમાની થયા વગર દમામદાર સરળતા ટકાવી રાખે છે; ( ૫ ) જ્યારે તે ઘાતકી થયા વગર જુસ્સાવાળો થાય છે."

"ત્સ્ઝે-ચંગે" ત્યારે પૂછ્યું, "ચાર ખરાબ પદાર્થો એટલે શું?" પ્રભુએ કહ્યું, "(૧) લોકોને જણાવ્યા વગર તેમને મારી નાંખવા, શિક્ષા કરવી, આ ક્રૂરતા છે; (૨) તેમને ચેતવણી આપ્યા વગર તેમની પાસેથી પૂરેપૂરું કામ કરાવવું,–આ જુલ્મ છે; (૩) જાણે કે અગત્યતા હોય નહિ તેમ હુકમો કહાડવા, અને જ્યારે સમય આવે ત્યારે સખ્તાઇથી તેમનો અમલ કરવો,--આ ઇજા કરવા જેવું છે; અને, (૪) સામાન્ય રીતે કહેતાં, માણસોને બદલો આપવો પણ કંજુસાઇથી, સંકોચતાથી તેમ કરવું,–આ એક માત્ર અધિકારી થવા જેટલું જ છે."

એક કુટુમ્બના પ્રેમયુક્ત દૃષ્ટાંતથી આખું રાજ્ય પ્રેમી થાય છે, અને તેના વિનયથી વિનયી થાય છે; જ્યારે એક માણસની મહત્વાકાંક્ષા અને

આડાઇથી આખું રાજ્ય ક્રાંતિમય અવ્યવસ્થામાં જઈ પડે છે. લાગવગનો અથવા અસરનો સ્વભાવ આવો હોય છે. આ એક કહેતીને અનુસરતું છે કે, "એકજ વાક્યથી વ્યવસ્થાનો નાશ થઈ જાય છે; એક માણસથી એક રાજ્ય શાંત થાય છે."

તેટલા માટે રાજકર્તાએ પોતાને સદ્‌ગુણમય કરવો જોઇએ, અને પછી બીજામાં તે હોવાની ઇચ્છા રાખવી જોઇએ. આ જગતમાં એવો કોઈ માણસ થયો નથી કે, જે પોતાનાં ચારિત્ર્ય અને ઇચ્છાઓને ઉદ્દેશાયા વગર બીજાની સાથે કામ પાડી શકયો હોય. આ પ્રમાણે "કુટુમ્બને નિયમમાં રાખવા પર રાજ્યની શાસનપદ્ધતિનો આધાર" કેમ રહે છે, તે વિષે આપણે અનુમાન કહાડીએ.

તેટલા માટે રાજકર્તાએ તો પોતાના સદ્‌ગુણના સંબંધમાં પહેલાં સંભાળ રાખવી જોઇએ. સદ્‌ગુણ હોવાથી તેને લોકો મળશે. લોકો હોવાથી તેને મુલક મળશે. મુલક હોવાથી તેને સંપત્તિ મળશે. સંપત્તિ હોવાથી તેને ખરચનાં સાધન મળશે.

શે સદ્‌ગુણ એ સર્વનું મૂળ છે; સંપત્તિ તેની શાખાઓ છે. જો મૂળને માણસ પોતાનું ગૌણ લક્ષ્ય બનાવશે અને શાખાઓને મૂળ લક્ષ્ય કરશે તો, તેથી તે માત્ર લોકોને ગુસ્સે કરશે અને તેમને

અપ્રમાણિકતા શીખવશે. તેટલા માટે સંપત્તિનો સંચય એ લોકોને વિખેરવાનો માર્ગ છે, અને સંપત્તિની વાટણી લોકોને એક કરવાનો માર્ગ છે. એ જ પ્રમાણે, જ્યારે તેના શબ્દો, જે સત્ય છે તેને અનુકૂલ પડતા નથી હોતા, ત્યારે તે જ શબ્દો તે જ રીતે તેની પાસે પાછા આવે છે, અને ખોટે માર્ગે લીધેલી સંપત્તિ તે જ રસ્તે તેનો ત્યાગ કરી જાય છે.

રાજકર્તા જો પોતાનું ચારિત્ર્ય ખીલવે તો જે માર્ગે બીજાઓએ ચાલવું જોઇએ, તે માર્ગ બંધાય છે; યોગ્ય પુરુષને માન આપ્યાથી ખોટા નિર્ણયપર આવવામાં તેનું રક્ષણ થાય છે; પોતાના સગાંઓ પ્રતિ સ્નેહ દર્શાવ્યાથી પોતાના કાકાઓ અને ભાઇઓમાં અસંતોષ દેખાતો નથી; સચિવોને માન આપ્યાથી ભૂલો કરવામાંથી તેને મુક્ત રાખવામાં આવે છે; સમગ્ર અધિકારીમંડળ સાથે માયાથી વર્તવાથી તેના વિનયને માટે તેઓ અત્યંત ઉપકાર સહિત બદલો આપવા દોરાશે; જનસમાજ સાથે પોતાનાં બચ્ચાં તરીકે ટ્રમ પાડવાથી જે સારું છે, તે તરફ એકબીજાને ઉપદેશ કરવાને આકર્ષાશે; બહારથી આવતા કારીગરોને ઉત્તેજન આપ્યાથી વ્યય કરવા માટે જોઇતી આયપત પૂરતી થશે; દૂરથી આવતા

માણસો સાથે નરમાશથી વર્તવાથી, તેઓ સર્વ દિશાઓમાંથી તેની પાસે આવશે; ખંડીયા રાજાઓને માયાથી પોષવાથી, આ પૃથ્વીતલપર સર્વ તને માન આપશે.

બીજાઓ સાથે કામ પાડવામાં રાજાના અંશવાળો માણસ કંઈપણ અધમ કે અયોગ્ય કામ પર નજર કરશે નહીં. તેની વીરતા કેવી અડગ! તે સર્વની મધ્યમાં ઉભો રહે છે, અને તે છતાં કોઈ પણ બાજુએ ટેકો લેતો નથી. રાજઅંશવાળો માણસ પોતાપણું સાચવી શકાય નહિ, તેવી કોઈ પણ સ્થિતિમાં પ્રવેશ કરતો નથી. જો તે મોટા અધિકારપર હોય તો પોતાના નીચેના માણસો સાથે તિરસ્કારથી વર્તતો નથી; જો તે નાના અધિકારપર હોય તો પોતાના ઉપરીઓની મહેરબાની મેળવવાને કોઈ પણ હલકો માર્ગ લેતો નથી. તે પોતાના દોષ સુધારે છે અને બીજાને દોષ આપતો નથી; તેને કોઇપણ પ્રકારનો અસંતોષ લાગતો નથી. એક પક્ષે, તે ઈશ્વરની સામે બબડતો નથી; તેમ, બીજે પક્ષે, માણસ સામે ગુસ્સો લાગતો નથી. તેટલા માટે શ્રેષ્ઠ માણસ નચિંત જીવે, ઈશ્વરની ઇચ્છાની સંપૂર્ણ રાહ જોતો, રહે છે.

શાસનપદ્ધતિનો અમલ યોગ્ય માણસોની

પ્રામિપર આધાર રાખે છે. આવા માણસો રાજકર્તાના પોતાના ચારિત્ર્યથીજ પ્રાપ્ત થાય છે. એ ચારિત્ર્ય સીધા માર્ગને વળગી રહીને ખીલવવું જોઇએ. ઉદારતાથી એ માર્ગ જણાય છે. મનુષ્યત્વમાં ઉદારતા, એ મુખ્ય અંશ છે અને તેની મોટામાં મોટી કસોટી સગાંઓપર પ્રેમ રાખવામાં થાય છે. જે સત્ય છે તેની સાથે કર્મોને બંધબેસ્તા કરવા, એ સત્યતા છે અને તેની મોટામાં મોટી કસોટી યોગ્યને આપેલા માન-પરથી થાય છે. સગાંઓ સાથે રાખેલા સ્નેહના અંશોનો અને યોગ્ય પુરુષને આપેલા માનની પગથીઓનો યોગ્યાયોગ્યતાનાં સૂત્રોવડે નિશ્ચય થાય છે. જ્યારે નાના અધિકારીઓ તેમના વડા-ઓનો વિશ્વાસ મેળવતા નથી, ત્યારે લોકોપર સારી રીતે શાસનપદ્ધતિ ચલાવી શકાતી નથી.

તેટલા માટે ડાહ્યા રાજકર્તાએ પોતાનું ચારિત્ર્ય ખેડવામાં બેપરવા રાખવી નહીં. પોતાનું ચારિત્ર્ય ખીલવવાની ઇચ્છાવાળાએ પોતાના માતપિતાની સેવા કરવામાં બેપરવા ન થવું; માતપિતાની સેવા કરનારે માણસોને ઓળખવામાં બેપરવા ન રાખવી; માણસોને ઓળખવાની ઇચ્છા કર-નારે ઈશ્વરને ઓળખવાની બેદરકારી ન કરવી. આ જગતમાં સર્વ મનુષ્યો માટે વિશ્વવ્યાપક

માર્ગ પાંચ પડવાળો છે, અને જે સદ્‌ગુણોવડે તેપર ચાલી શકાય છે તે ત્રણ છે. તે આ છેઃ રાજા અને સચિવ; પિતા અને પુત્ર; પતિ અને પત્ની; મોટો ભાઈ અને નાનો ભાઈ; અને મિત્ર મિત્ર વચ્ચેનો વ્યવહાર. આ પાંચ સંબંધોના ધર્મોમાં સર્વનો વિશ્વવ્યાપક માર્ગ સમાઈ જાય છે.

---

## વિમર્શ

તમારી સમાન ન હોય તેવા કોઈ સાથે મૈત્રી કરતા ના.

જ્યારે તમારામાં દોષ હોય, ત્યારે તેનો ત્યાગ કરવાને બીહતા ના.

પ્રમાણિકતા અથવા નિમક હલાલી અને અંતઃકરણપૂર્વકતાને અથવા સત્યને મુખ્ય નિયમો તરીકે ગણજો.

જે સર્વ રીતે સંપૂર્ણ છે તેનો એ ગુણ છે કે, તે આગળથી જાણી શકે છે.

કુદરતી રીતે માણસો લગભગ સમાન છે; વ્યવહારમાં તેઓ અત્યંત જૂદા પડવા માંડે છે.

એક નાનો માણસ પાણીમાં ડૂબી જાય છે; એક શ્રેષ્ઠ માણસ પોતાના મુખથી ડૂબી જાય છે કે નાશ પામે છે.

જે માણસ પોતાના લાભ પ્રતિ સતત દૃષ્ટિ રાખી કામ કરે છે, તે મિત્રો કરતો નથી.

દોષ હોવા અને તેમને સુધારવા નહીં, આને ખરેખર દોષવાળા કહેવું જોઇએ.

જો એક માણસ જે દૂર છે તેનો વિચાર કરતો નથી, તો દિલગીરીનો પ્રસંગ તેની પાસે સત્વર આવશે.

લોકો મને ન ઓળખશે, તેથી મને દુઃખ લાગશે નહીં; હું લોકોને ન ઓળખીશ તો મને દુઃખ લાગશે.

---

## ધાતો

લાગણીમાં જેની જરૂર છે તે સત્યતાની છે; શબ્દોમાં જેની જરૂર છે તે એ કે, તેઓ પૂરવાર થઈ શકે તેવા જોઇએ.

એક મહાત્માની પરીક્ષા કરવાનું કામ મારું નથી; હું જો એક ખરેખરા બુદ્ધિવાન્ અને ગુણવાન્ માણસને જોઉં તો હું સંતોષ પામીશ.

એક સારા માણસની પરીક્ષા કરવાનું કામ મારું નથી; હું જો એક શ્રદ્ધાવાન્ માણસને જોઉં તો હું સંતોષ પામીશ.

માત્ર શ્રેષ્ઠ વર્ગમાંના શાણાઓ અને કનિષ્ઠ વર્ગમાંના મૂર્ખાઓ એવા છે કે, જેઓમાં કંઈ ફેરફાર થઈ શકે નહીં.

જેની મોઢાની માયા સાથે તેવાં કામો જણાતાં નથી, તેને અસંતોષ અને આફત આવી મળવાનાં.

જે પોતાની પાસેથી ઘણાની અને બીજાઓ પાસેથી થોડાની આશા રાખે છે, તે પોતાને અણગમતો થઈ પડતાં અટકાવશે.

એક મોટા રાજ્યના સૈન્યના અધિપતિને પકડી જવામાં આવે; પણ એક અત્યંત સાધારણ માણસની ઇચ્છા તેની પાસેથી લઈ શકાશે નહીં.

મુખ વાચાળ અને હરકતકર્તા છે; કારણ કે એક વાર શબ્દ બોલાયા પછી પસ્તાવો કરવાનું ભાગ્યે જ સ્થાન મળે છે; માટે મુખથી (બોલવાથી) માણસો સહેલાઇથી નાશ પામે છે.

"ફ્રાન ચે"એ ઉદારતા વિષે પૂછ્યું. ત્યારે પ્રભુએ કહ્યું, "ઉદારતા એટલે માણસોને ચાહવું." તેણે જ્ઞાન વિષે પૂછ્યું, ત્યારે પ્રભુએ કહ્યું, "માણસોને ઓળખવું, તે જ્ઞાન છે."

જ્યારે સમાજનો એક જથ્થો એક માણસને ધિક્કારે, ત્યારે તેની વિગત તપાસવાની જરૂર છે. જ્યારે એક જથ્થો એક માણસને પસંદ કરે, ત્યારે તેની વિગત તપાસવાની જરૂર છે.

જેઓ સત્ય જાણે છે તેઓ, જેઓ સત્યને ચાહે છે, તેમની સમાન નથી; ને જેઓ સત્યને ચાહે

છે તેઓ, જેઓ સત્યમાં મોજ માણે છે, તેમની સમાન નથી.

જ્યારે આપણે મહા પુરુષોને જોઇએ ત્યારે આપણે તેમના સમાન થવાનું વિચારવું જોઇએ; જ્યારે આપણે વિરુદ્ધ ચારિત્ર્યના માણસોને મળીએ, ત્યારે આપણે આપણી પોતાની અંદર જોવું અને આપણને પોતાને જ તપાસવા કે (આપણે તો તેવા નથી).

પ્રારંભમાં માણસો સાથનો મારો માર્ગ તેમના શબ્દો સાંભળવાનો અને પછી તેમનાં આચરણને માટે તેમને માન હઆપવાનોતો. હમણાં મારો રસ્તો તેમના શબ્દો સાંભળવાનો અને તેમનું આચરણ જોવાનો છે.

તેજ માત્ર મહાત્મા છે કે, જે આગળ કેમ જવું અને પાછળ કેમ હઠવું, ટકાવી કેમ રાખવું અને કેમ મરવા દેવું, તે જાણે છે; અને તે પણ એક પણ વખત અન્યાયથી વર્ત્યા વગર. હા; તે જ માત્ર મહાત્મા છે.

તે માર્ગ કંઈ મનુષ્યથી દૂર નથી. જ્યારે માણસો જે માર્ગ અંતઃકરણ સ્વીકારે નહીં, તે માર્ગે જવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તે માર્ગને ખરો માર્ગ કહી શકાય નહીં.

જો કે એક માણસમાં ‘ચૌ’ના ઉમરાવના જેવી

મહાન્ શક્તિઓ હોય, છતાં મગરુર અને કૃપણ હોય, તો બીજી શક્તિઓ ખરેખરી લક્ષ દેવા જોગ નથી.

જે વસ્તુ બની ગઈ હોય, તે વિષે કંઈ પણ બોલવું એ નિરર્થક છે. જે વસ્તુઓનું આયુષ્ય પૂર્ણ થઈ ગયું હોય, તેઓ વિષે ઠપકો આપવો કે તકરાર કરવી નિરર્થક છે. જે વસ્તુઓ ચાલી ગઈ હોય, તેને માટે દોષ આપવો નિરર્થક છે.

જ્યારે ઘણાં માણસો, સત્યના વિષે વાત કર્યા વગર, આખો દિવસ ભેગાં રહે છે, અને જ્યારે તેઓ નાની નાની પાકાઇની સૂચનાઓ અમલમાં મૂકવાપર પ્રેમ રાખે છે, ત્યારે ખરેખર તેમની સ્થિતિ કંગાળ વિચારવા જોગ છે.

"હૈ કી"ની યશસ્વી સેવાઓ આ જગતમાં સર્વથી શ્રેષ્ઠ હતી. તે જે કંઈ ઇચ્છતો હતો તે એ હતું કે, તેનાં કામો તેનાં નામથી ચડતાં હોવા જોઇએ, અને તેટલા માટે તેણે પોતાને વિષે કહ્યું હતું કે, તે પોતે માત્ર "બીજાને ઉપયોગી થનારો માણસ છે."

સંપત્તિ પેદા કરવાનો એક મોટો માર્ગ છે. પેદા કરનારા ઘણા થવા દો, અને ખાનારાઓ થોડા પેદા કરવામાં સ્ફુરતા રાખો અને વ્યય કરવામાં કરકસર કરો. ત્યારે સંપત્તિ હંમેશાં પૂરતી મળશે.

(ગોળી કે બાણુથી) મારવું કેટલું મુશ્કેલ છે! સંગીત ધ્યાન દઇને સાંભળવું કેટલું મુશ્કેલ છે! વાજીંત્રમાંથી પેદા થતા સ્વર સાથે સ્વર મિલાવી બરાબર ઘાંટો પાડવો, અને બળદના નેત્રરૂપ લક્ષ્યને ચૂકયા વિના વિંધવું (એ મુશ્કેલ કામ છે). એ તો માત્ર શ્રેષ્ઠ ગુણ ધરાવનાર બાણાવળી જ કરી શકે. હલકાં ચારિત્ર્યનો માણસ લક્ષ્યને કેમ વિંધી શકે?

શા માટે નીચના માર્ગપર કોઈ ચાલતું નથી, તે હું જાણું છું. જ્ઞાનવાન્ તેને ઓળંગી જાય છે, અને મૂર્ખો તેને પહોંચતો જ નથી.

એવો કોઈ નથી કે, જે ખાતો અને પીતો નથી; પણ જે સ્વાદનો ભેદ પારખે છે તેવા તો થોડા જ છે.

'શુન' નામનો એક પુરુષ હતો. તે ખરેખર ઘણો શાણો હતો. 'શુન' બીજાને પ્રશ્નો કરવાનું અને તેમના શબ્દોનો, જો કે તે શબ્દો છાલકા હોય તોપણ, અભ્યાસ કરવાનું ચાહતો હતો. તેમાં જે ખરાબ હોય તે તે છૂપાવતો, અને જે સારું હોય તે તે પ્રકટ કરતો. તે બન્ને છેડા પકડતો, અધમનો નિશ્ચય કરતો, અને પોતાના લોકોની વ્યવસ્થા કરવામાં તેનો ઉપયોગ કરતો. આ રીતથી તે 'શુન' કહેવાતો હતો.

પદાર્થોનાં મૂળ અને તેમનો અંત અથવા પૂર્ણતા હોય છે. પ્રસંગોનો અંત અને તેમનો આરંભ હોય છે. પહેલું શું છે અને છેલ્લું શું છે, તે જાણવું તે 'મહાવિદ્યા'માં જે શીખવવામાં આવ્યું છે, તેની પાસે લઈ જાય છે.

જે માણસ પોતાના જ દાખલાથી એક પુત્ર કેવો હોવો જોઇએ તે બતાવવાનું જાણે છે, તે બાપ કેવો હોવો જોઇએ તે પોતાનામાંજ પાછળથી બતાવી શકે છે. જે પોતાના દાખલાથી એક સચિવ કેવો હોવો જોઇએ, તે બતાવવાનું જાણે છે તે એક રાજા કેવો હોવો જોઇએ તે પોતાનામાં જ પાછળથી બતાવી શકે છે. જે બીજાની સેવા કેમ કરવી તે જાણે છે, તે પાછળથી તેમને નોકરીમાં રાખી શકે છે.

ભૂમિદાહનાં (કે અગ્નિદાહનાં) સ્થાનોને મોજમજાહનાં ઉદ્યાનો જેવાં કરવાં ન જોઇએ. ઉલટું જેઓ રડતાં અને શોક કરતાં હોય, તેમના ભાવ સાથે તે એક થાય તેવાં કરવાં જોઇએ. પ્રાચીન લોકો તેમના તરફ આવી દૃષ્ટિએ જોતા હતા. મરણ પામેલાના અતિસુખાવહ મંદિરોમાં ઉજાણી કરવી, એ તેમનાં નામને અપમાન કરવા જેવું છે. હળને અયોગ્ય ખડબચડી ટીંબાટેકરાવાળી જગ્યા તેમને ( મરણ પામેલાને ) વધારે

યોગ્ય છે કે, જ્યાં અંતરનું શુદ્ધ અને સારૂં નમન આ જૂઠી મોજશોખને બદલે કરી શકાય છે.

---

## સુશિક્ષિતતાની પ્રગતિ

પ્રાચીન કાળમાં જ્યારે "પાવ-હસી"ના હાથમાં જગતનું રાજ્ય આવ્યું, ત્યારે તે ઉંચે જોઈ આકાશમાં જણાતી તેજસ્વી આકૃતિઓ વિષે વિચાર કરવા લાગ્યો, અને નીચે જોઈ પૃથ્વીપર જણાતી ભાતો જોવા લાગ્યો. પશુ અને પક્ષીઓની આભૂષિત શોભાનો અને જમીનની યોગ્યતાનો વિચાર કરવા લાગ્યો. સમીપમાં, તેના પોતાના જ અંગમાં, (અને દૂર સામાન્ય પદાર્થોમાં,) (વિચાર કરવાને વસ્તુઓ મળી આવી.) આ ઉપરથી ચેતન્મય અને બુદ્ધિમંતનાં વિશેષણો સંપૂર્ણ દર્શાવવાને, અને અસંખ્ય પદાર્થોના ગુણોના વર્ગ પાડવાને, તેણે આઠ ત્રિકોણ બનાવ્યા.

શિકાર કરવાને અને મત્સ્ય પકડવાને બન્નેને માટે, દોરીઓ ગુંથી જૂદી જૂદી જાતની જાળો બનાવવાનું તેણે શોધી કહાડ્યું.

"પાવ-હસી"ના મૃત્યુ પછી "શાન-નાંગ" પેદા થયો. તેણે માપ ભરવાને લાકડાંમાંથી એક આકૃતિ ઘડી, અને હળના હાથા તરીકે વાપરવાને લાકડું વાંકું વાળ્યું. પછી ખેડવા અને ઘાસાદિ

ચૂટી કહાડવાના લાભો જગતમાં સર્વને શીખવવામાં આવ્યા.

તેણે મધ્યાહ્ને હજારો ગુજરીઓ, હાટો ભરવા માંડ્યા; એ રીતે સર્વ લોકોને સમાગમમાં આણ્યા, અને તેમનો સર્વ માલ એક સ્થળમાં ભેગો કરાવ્યો. તેઓ ત્યાં આપલે અથવા અદલાબદલી કરતા અને પાછા પોતાને સ્થાન જતા. આ રીતે દરેક જણને જે જોઇએ તે ત્યાં મળતું.

હોડકાં બનાવવાને તેઓ ઝાડોને પોકળ કરતા; હલ્લેસાં બનાવવાને બીજા ઝાડોને લાંબા અને પાતળા વ્હેરતા. આ રીતે જેઓને બીજાઓ સાથે વ્યવહાર ચલાવવાને સાધનો ન હતાં, તેઓને સહાય કરવા માટે હોડકાં અને હલ્લેસાંના લાભો ઉત્પન્ન થયા. હવે તેઓ અત્યંત દૂરના સ્થાનોમાં પહોંચવાને શક્તિવાન્ થયા, અને આખા જગતને તેથી લાભ થયો.

તેઓ ધુસરીવાળા બળદો અને થાનવાળા ઘોડા વાપરતા હતા. ભારે માલ લઈ જવાને માટે અને દૂરના મુલકોમાં યાત્રા કરવાને માટે આ સાધન મળ્યું, તેથી આ પૃથ્વીપર સર્વને લાભ થયો.

લૂટફાટ કરવાને ચહડી આવતા પ્રાહુણાઓ સામે સાવચેતી તરીકે તેઓએ બેવડા દરવાજાઓ અને આગળાઓ બનાવ્યા.

તેઓએ લાકડું કાપ્યું અને તેનાં મુશળાં બનાવ્યાં; જમીનમાં ખાડો ખોદ્યો અને ઘાણી બનાવી. આ પ્રમાણે કરોડો લોકોને મુશળ અને ઘાણીના ઉપયોગથી મળતો લાભ મળ્યો.

તેઓએ ધનુષ બનાવવાને લાકડાંને દોરીવડે બાંધી વાંકું વાળ્યું, અને બાણો કરવાને માટે લાકડાંને તીક્ષ્ણ બનાવ્યું. એ રીતે ધનુષ અને બાણનો લાભ મળ્યો, અને તે દરેક સ્થળે ભયની લાગણી પેદા કરવાને ખપમાં આવ્યાં.

અત્યંત જૂના કાળમાં તેઓ પોતાનાં રહેઠાણો ગુફાઓમાં રાખતા, અને ખુલ્લાં મેદાનમાં રહેતા. ત્યાર પછીના જમાનામાં, તેમને સ્થાને સાધુ પુરુષોએ, વાયુ અને વર્ષાદ સામે રક્ષણ કરવા માટે, માથા ઉપર મોભ અને નીચાણમાં આગળ નીકળતાં છાપરાં અને છજાં સાથનાં મકાનો દાખલ કર્યાં.

જ્યારે પ્રાચીન લોકો પોતાના મરણ પામેલાં-ઓને દાટતા ત્યારે તેઓ તેમનાં શરીરોને, ખુલ્લાં મેદાનમાં મૂકીને, લાકડાંના જથ્થાબંધ કકડાઓથી ઢાંકતા. તેઓ તેના પર માટીનો ઢગ કરતા નહીં, તેમ આજુબાજુ વૃક્ષો વાવતા નહીં, તેમ જ શોક કરવાની કોઇપણ મુદત ઠરાવેલી ન હતી. પાછળના જમાનામાં મહાત્માઓએ આ

રીતિઓને સ્થાને અંદર અને બાહેરના કૉફીનો (પેટીઓ)ની રીતિ દાખલ કરી.

અત્યંત જૂના કાળમાં શાસનપદ્ધતિ, ગાંઠાવાળા દોરડાનો ઉપયોગ કરી (એટલે કે ફટકાનો માર મારી), સારી રીતે ચલાવવામાં આવતી હતી. ત્યાર પછીના જમાનામાં મહાત્માઓએ તેમને બદલે લખેલા અક્ષરો (ડામવાનું) અને બેડીઓ દાખલ કર્યાં. તેમના દ્વારા સર્વ અધિકારીઓને નિયમમાં રાખી શકાય, અને સર્વ લોકોની બરાબર તપાસ થાય.

પુરાણા કાળમાં પ્રજાનાં ખેતરો, તેમની આસપાસ વસનારા ખેડુતોની સંયુક્ત મજૂરીથી ખેડવામાં આવતાં હતાં; એ ખેડુતોનાં ખાનગી ખેતરોની પેદાશમાંથી કંઈ પણ લેવામાં આવતું નહતું. બજારોમાં દુકાનોનાં (જગ્યાનાં) ભાડાં લેવામાં આવતાં, પણ માલ પર કર લેવામાં આવતો ન હતો. જૂદા જૂદા ફાટકો આગળ યાત્રાળુઓને તપાસવામાં આવતા, પણ તેમની પાસેથી વેરો લેવામાં નહીં આવતો. પર્વતની તળેટીમાં આવેલા જંગલો અને મેદાનોમાં લોકો, મોસમ આવે, વગર હરકતે જતા. એક કુટુમ્બના નાના છોકરાઓને આપેલા ખેતરોમાં થતા પાકમાંથી કંઈ પણ લેવામાં ન આવતું, તેમ ધર્માદા ખેતરોમાંથી પણ

કંઈ લેવામાં ન આવતું. એક વર્ષના અરસામાં લોકો પાસેથી માત્ર ત્રણ દીવસની મજુરી માંગવામાં આવતી. ખેતરો અને ઝુપડાંઓમાં રહેવાના હકો વેચી શકાતા નહીં. કબરો માટે અલાહેદી રાખેલી જમીનો ખરીદી શકાતી નહીં.

લોકોના જમીનના હકો નક્કી કરવાને બાંધકામ ખાતાંનો સચિવ પોતાના માપવાના હથીઆરોવડે જમીનો માપતો. ટેકરીઓ અને નદીઓ, ભીનાશવાળી જમીનો અને વેરાનોની આસપાસની ચાર મોસમની મુદત તે નક્કી કરતો. એક જગ્યાનું છેટું બીજાથી કેટલું દૂર છે તેનું તે માપ લેતો, અને લોકોની મહેનત કામે લગાડવાને પોતાનાં કામો ચાલુ કરતો. તેમને કામે લગાડવામાં, તે વૃદ્ધોનું કામ તેઓને સોંપતો, અને શક્તિવાન્ મનુષ્યોનો ખોરાક આપતો.

લોકોને વસાવવામાં શહેરોની ઘટના માટે જમીનોનું માપ લેવામાં આવતું, અને પછી લોકોને ટુકડાઓ પાડી આપવા માટે ફરીથી નાના નાના માપ લેવામાં આવતા. જ્યારે જમીનના વિભાગ, શહેરોની ઘટના અને નાના નાના કકડાઓના ભાગ આપવાનું કામ આ રીતે એક બીજાને બંધ બેસતું નક્કી કરવામાં આવતું, કે જેથી નકામની કોઈ જમીન રહે નહીં, અને કોઈ પણ લોકો

આસપાસ રઝળતા રહે નહીં, ત્યારે અનાજને માટે કરકસર યુક્ત ગોઠવણો કરવામાં આવતી, અને દરેક મોસમને માટે તેનું યોગ્ય કામ ઠરાવવામાં આવતું. ત્યારે લોકોને પોતાના નિવાસમાં આરામ મળતો, પોતાનું કરવાનું કામ ખુશીથી કરતા, મહેનત કરવાને એક બીજાને ઉશ્કેરતા, પોતાના રાજાઓને માન આપતા અને પોતાના ઉપરીઓને ચાહતા. આ કાર્ય પૂર્ણ થયા પછી, શાળાઓની સંસ્થાની ઉત્પત્તિ થઈ.

---

## ચીનની એક પૌરાણિક કથા

'કોન્ફ્યુસીયસ'નું અસલ નામ 'ચુ' હતું, અને પદવી 'ચુંગ-ની'ની હતી; 'લ્યુ' ના રાજ્યના પાશ્ચિમાત્ય વિભાગમાં તે પોતે એક ઉપદેશકનું કામ કરતો હતો. એક દિવસે પોતાના સર્વ શિષ્યો સાથે, એક ગાડીમાં બેસી, તે બહાર ફરવા નીકળ્યો, અને રસ્તે જતાં કેટલાંક છોકરાંઓ રમત રમતાં સામાં મળ્યાં; તેઓમાં એક એવો હતો કે, જે તેમની સાથે રમતમાં ભાગ લેતો ન હતો. 'કોન્ફ્યુસીયસે', ગાડી થોભાવી, તે છોકરાને પૂછ્યું, "બચ્ચા! આ બધામાં તું એકલો જ રમતો નથી, તેનું કારણ શું છે?" છોકરાએ જવાબ આપ્યો, "સાહેબ! સર્વ રમતગમત લાભ વગરની છે; તેથી કપડાં

ફાટી જાય છે, અને તે સહેલાઇથી સુધારી શકાતાં નથી; વળી મારે માથે મારા માતપિતા છે, તેમને હું ખરાબ લગાડું; મારાથી નીચે, છેક નીચ સૂધી, મારામારી અને ગાળાગાળ છે; મહેનત આટલી બધી, અને ફળ કંઈ નહીં; એ લાભકારક કેમ થઈ શકે ? આ કારણથી હું રમતો નથી.” પછી પોતાનું માથું નીચું કરી, તેણે નળીયાના કે ઇંટના કકડાઓનું એક શહેર રચવા માંડ્યું.

‘કોન્ફ્યુશ્યસે’ તેને ઠપકો આપતાં કહ્યું, “બચ્ચા! ત્યારે તું શા માટે ગાડી બનાવવા બહાર નીકળતો નથી?” છોકરાએ પ્રત્યુત્તર વાળ્યો, “મહારાજ! પુરાણા કાળથી તે આજ સૂધી શહેરને માટે ગાડી બનાવવી, એ હંમેશા વાજબી ગણાતું આવ્યું છે, અને નહીં કે ગાડી માટે શહેર ઉભું કરવું.” પછી ‘કોન્ફ્યુસીયસે’ (આટલા નાના બાળકની) બુદ્ધિની તપાસ કરવાને ગાડી થોભાવી રાખી. તે ગાડીમાંથી નીચે ઉતરી પડ્યો, અને છોકરાને પૂછ્યું, “અલ્યા! તું હજી તો નાનો છે. તું આટલો હાજરજવાબી છે, તેનું કારણ શું છે?” છોકરાએ જવાબ આપતાં કહ્યું, “ત્રણ વર્ષની વયે, એક મનુષ્યપ્રાણી, પોતાના બાપ અને માતા વચ્ચેનો ભેદ સમજતો થાય છે; એક સસલું, જન્મ્યા પછી ત્રણ દિવસે, જમીન પર અને ખેતરોના

ચાસમાં દોડે છે; એક માછલી જન્મ્યા પછી ત્રણ દિવસમાં, નદીઓમાં અને સરોવરોમાં રખડવા માંડે છે. જેને ઈશ્વર જ આમ સ્વાભાવિક રીતે પેદા કરે છે, તે વિષે ત્વરાયુક્ત કેમ કહી શકાય?"

'કોન્ફ્યુશ્યસે' વધારે પૂછ્યું, "કયા ગામમાં અને કોના પાડોશમાં તું રહે છે? તારું નામ અને અવટંક શું છે, અને તારી પદવી શી છે?" છોકરાએ ઉત્તર આપ્યો, "હું એક કંગાળ ગામડામાં અને નિર્માલ્ય સ્થાનમાં રહું છું; મારી અવટંક 'હીયાંગ' છે, મારું નામ 'તોહ' છે, અને હજી સૂધી મારી કોઈ પદવી (ધંધો) નથી."

'કોન્ફ્યુશ્યસે' કહ્યું, "હું તને મારી સાથે ચાલવા અને રખડવા લઈ જવા ઇચ્છું છું; તે વિષે તારો શું વિચાર છે?" જુવાને જવાબ આપ્યો, "મારો કડક પિતા ઘેર છે જેની સેવા કરવાને હું બંધાયલો છું; ત્યાં એક સ્નેહાળુ માતા છે જેને માટે પ્રેમ રાખવાનો મારો ધર્મ છે; એક પૂજ્ય વડીલ ભાઈ ઘરમાં છે જેની આજ્ઞા મારે માનવી એ યોગ્ય છે; વળી સાથે એક નાનો ભાઇ છે જેને મારે શીખવવું જ જોઇએ; અને ત્યાં એક બુદ્ધિવાન્ શિક્ષક છે જેની પાસેથી મારે શીખવું એવો હુકમ છે. (હવે) તમારી સાથે રખડવા જવાની મને ફુરસદ કેમ મળે (તે કહો)."

'કોન્ફ્યુશ્યસે' કહ્યું, "મારી ગાડીમાં મારી પાસે બત્રીશ મોહરાં છે: આપણે સાથે શેત્રંજ રમીએ, તે વિષે તું શું કહે છે?" છોકરાએ કહ્યું, "જો શાહનશાહ રમવાપર પ્રેમ રાખે, તો મહારાજ્ય પર તેની સત્તા ચાલશે નહીં; જો અમીર ઉમરાવો રમવા પર પ્રેમ રાખે, તો શાસનપદ્ધતિમાં અડચણો આવશે; જો વિદ્વાનો રમત પર પ્રેમ રાખશે, તો વિદ્યા અને શોધ જતાં રહેશે અને તે નિરર્થક ગુમાવી બેસીશું; જો હલકા વર્ગો રમત પર પ્રેમ રાખે, તો તેઓ પોતાના કુટુમ્બોનો આશરો તદ્દન જ ગુમાવી બેસશે; જો ચાકરો અને ગુલામો રમત પર પ્રેમ રાખશે, તો તેઓને લાઠીના માર પડશે; જો ખેડુતો રમતપર પ્રેમ રાખશે, તો તેઓ ખેડવાનો અને વાવણીનો સમય ગુમાવશે; આ કારણોને લીધે હું તમારી સાથે રમીશ નહીં."

'કોન્ફ્યુશ્યસે' આગળ લંબાવ્યું, "મારી સાથે તું ચાલે, અને મહારાજ્યને બરાબર સમાન વેહેંચી નાંખીએ, એમ હું ઇચ્છું છું; એ વિષે તારો શો મત છે?" છોકરાએ જવાબ વાળ્યો, "મહારાજ્યના સરખા ભાગ પડી શકે નહીં; અહિંયા ઉંચા પર્વતો છે, ત્યાં સરોવરો અને નદીઓ છે; કયાં તો ત્યાં ખંડીયા રાજાઓ અને અમીરો છે કે કયાં તો ગુલામો અને નોકરો છે. જો ઉંચા પર્વતોને સપાટી

સમાન કરી નાંખવામાં આવે, તો પશુપક્ષીઓને આશ્રાનું સ્થાન રહેશે નહીં, જો નદીઓ અને સરોવરોને પૂરી નાંખવામાં આવે, તો માછલીઓ અને મઘરોને જવાની કોઈ જગ્યા રહેશે નહીં; ખંડીયાઓ અને ઉમરાવોને કહાડી નાંખશો, તો સામાન્ય લોકોને ખરાખોટા વિષે તકરાર કરવાનું ઘણુ મળશે; ગુલામો અને નોકરોની સંસ્થા કહાડી નાંખશો તો રાજાઓની સેવા કરનાર કોણ મળશે; જો મહારાજય આટલુંબધું વિશાળ હોય અને અવ્યવસ્થિત હોય, તો તે સમાન કેમ થઈ શકે?"

'કોન્ફ્યુશ્યસે' ફરીને પૂછયું, "તું મને કહી શકશે કે, આ આકાશ નીચે કયા અગ્નિમાં ધૂમાડો નથી, કયા પાણીમાં માછલી નથી; કયી ટેકરીમાં પત્થરા નથી, કયા વૃક્ષોને શાખા નથી; કયા પુરુષને પત્ની નથી, કયી સ્ત્રીને પતિ નથી; કયી ગાયને વાછરડું નથી, કયી ઘોડીને ઘોડું નથી; કયા મરઘાને મરઘી નથી, કયી મરઘીને મરઘો નથી; ઉત્તમ માણસનાં લક્ષણ શું છે, અધમ માણસનાં લક્ષણ શું છે; જેની પાસે પૂરતું નથી તેવું શું છે, અને જેની પાસે ઉભરાઈ જતું છે તેવું શું છે; કયું શહેર બજાર વગરનું છે, અને કયો માણસ પદવી વગરનો છે?"

છોકરાએ પ્રત્યુત્તર આપ્યો, "એક આગીયાના અગ્નિમાં ધુમાડો નથી, અને કૂવાના પાણીમાં માછલી નથી; માટીના ઢગમાં પત્થરા નથી, અને સડેલાં ઝાડને શાખા નથી; ભૂતોને પત્ની નથી, અને અપ્સરાઓને પતિ નથી; માટીની ગાયોને વાછરડાં થતાં નથી, અને લાકડાની ઘોડીઓને કોઈ ઘોડાં હોતાં નથી; એકાન્તવાસી મરઘાની કોઈ મરઘી હોતી નથી, અને વિધવા મરઘીઓને કોઈ મરઘા હોતા નથી; જે મનુષ્ય પૂજ્ય છે તે જ ઉત્તમ છે, અને જે મૂર્ખો છે તે અધમ છે; શિયાળાનો દિવસ પૂરતો લાંબો નથી, અને ઉન્હાળાનો દિવસ અતિ લાંબો હોય છે? મહા-રાજ્યના મુખ્ય શહેરમાં બજાર નથી, અને નાના લોકોની કોઈ પદવી કે ધોરણ નથી."

'કોન્ફ્યુશ્યસે' તપાસ કરતાં કહ્યું, "તું જાણે છે કે, સ્વર્ગ અને પૃથ્વી વચ્ચે અંકુશ રાખનારાં બંધનો ક્યાં છે, અને દ્વૈત શક્તિનો પ્રારંભ અને અંત શું છે; સવ્ય શું છે, અને અપસવ્ય શું છે; બહાર શું છે, અને અંદર શું છે; પિતા કોણ છે, અને માતા કોણ છે; પતિ કોણ છે, અને પત્ની કોણ છે? પવન ક્યાંથી આવે છે અને વર્ષાદ ક્યાંથી આવે છે તે; મેઘ ક્યાંથી નીકળે છે અને દવ ક્યાંથી ઉત્પન્ન થાય છે તે; અને

કેટલા લાખ ગાઉ સૂધી આકાશ અને પૃથ્વી સમાન છેટે રહ્યા છે તે, તમે જાણો છો?"

જુવાને જવાબ આપતાં કહ્યું, "નવને નવે ગુણતાં એકયાસી થાય છે, જે સ્વર્ગ અને પૃથ્વીને અંકુશમાં રાખનારું બંધન છે; આઠને નવે ગુણતાં બોતેર થાય છે જે દ્વૈત શક્તિઓનો આરંભ અને અંત છે. સ્વર્ગ એ પિતા છે, અને પૃથ્વી એ માતા છે;* સૂર્ય એ પતિ છે, અને ચંદ્ર એ પત્ની છે; પૂર્વ એ સવ્ય એટલે ડાબુ છે, અને પશ્ચિમ એ જમણું છે; વિના એ બહાર છે, અને સહિત એ અંદર છે. 'ત્સાંગ–વુ'માંથી પવન આવે છે, અને વેરાન અને જંગલમાંથી વર્ષાદ આવે છે; પર્વતોમાંથી વાદળાં આવે છે, અને જમીનમાંથી દવ પેદા થાય છે; આકાશ અને પૃથ્વી દશ કરોડ ગાઉ સૂધી સમાન છેટે છે, અને પૃથ્વીની ચાર દિશાઓમાં દરેકનાં સ્થાન છે."

'કોન્ફ્યુશ્યસે' પૂછતાં કહ્યું; "સૌથી નજીકનો સંબંધ કોનો તું કહે છે, માબાપનો, કે પતિ-પત્નીનો?" છોકરાએ કહ્યું, "માણસનાં માબાપ સર્વથી નજીક છે; પતિપત્ની તેટલાં નજીક નથી."

'કોન્ફ્યુશ્યસે' પાછું પૂછ્યું, "જ્યારે પતિ-

---

* કારણ કે જળથી સિંચન થતાં પૃથ્વી માતા કે જેનો પોષવાનો ધર્મ છે, તે અન્ન આપે છે.

પત્ની જીવતાં હોય છે ત્યારે તેઓ એક જ ગોદડાં નીચે સૂવે છે; જ્યારે તેઓ મરી જાય છે ત્યારે તેઓ એક જ ઘોરમાં સૂવે છે; ત્યારે તું એમ કેમ કહે છે કે, તેઓ એટલાં નજીક નથી?" છોકરાએ જવાબ આપ્યો, "પત્ની વગરનો એક મનુષ્ય, એક પણ પૈંડા વગરની એક ગાડી જેવો છે; જો પૈંડું ન હોય, તો બીજું બનાવવામાં આવે છે, કારણ કે નિ:સંશય તે નવું મેળવી શકે છે; તેટલા માટે, જો એક પત્ની મરી જાય છે, તો તે બીજી શોધે છે, કારણ કે તે પણ એક નવી મળી શકે છે. આબરુદાર કુટુમ્બની એક કન્યાએ ખચીત જ એક આબરુદાર પતિ સાથે પરણવું જોઇએ; દશ ખંડવાળા એક ઘરમાં હંમેશા એક થાળી અને મોભ તો હોય છે; ત્રણ બારીઓ અને છ જાળીઓ એક બારણાના જેટલું અજવાળું આપી શકતાં નથી; પૂર્ણ તેજથી પ્રકાશતા સર્વ તારાઓનો ઝુમખો એક ચંદ્રના તેજની બરાબરી કરતો નથી; તેમ માતા અને પિતાનો સ્નેહ-અફસોસ, જો તે એકવાર ગુમાવ્યો તો (ફરી મળતો નથી)!"

'કોન્ફ્યુશ્યસે' કહ્યું, "કેવો હુશીયાર! કેવો યોગ્ય!" છોકરાએ મહાત્માને પૂછતાં કહ્યું, "તમે હમણાં જે સવાલો મને પૂછ્યા, તે સર્વના મેં

એક પછી એક ઉત્તર આપ્યા છે; હવે હું કંઈ પૂછવા માંગું છું. એક જ વાક્યમાં, ગુરુજી! મને કંઇક સાદી શિક્ષા આપશો? જો મારી વિનતિ નકારવામાં ન આવે તો મને ઘણો સંતોષ થશે.' પછી તેણે કહ્યું, "બકબઠ અને બતકો તરી શકે છે, તેનું કારણ શું; જંગલી હંસો અને બગલાં ગાઈ શકે છે તેનું કારણ શું; અને ફ્રૂર અને પાઇન વૃક્ષો શિયાળામાં લીલાં રહે છે તેનું કારણ શું!" 'કોન્ફ્યુશ્યસે' કહ્યું, "બક અને બતકો તરી શકે છે, કારણ કે તેમના પગ પહોળા છે; જંગલી હંસો અને બગલાં ગાઈ શકે છે, કારણ કે તેમનાં ગળાં લાંબા છે; અને ફ્રૂર અને પાઇન વૃક્ષો આખા શિયાળામાં લીલાં રહી શકે છે, કારણ કે તેમનાં અંતરો મજબૂત છે." જુવાને જવાબ આપ્યો, "તેમ નથી; માછલીઓ અને ટર્ટલ પણ તરી શકે છે. તેનું કારણ શું તેમના પહોળા પગો છે? દેડકા અને toad પણ ગાઈ શકે છે. તે શું તેમનાં ગળાં લાંબાં હોવાથી છે? લીલા વાંસ પણ શિયાળામાં તાજા રહે છે, તે શું તેમનાં અંતરો મજબૂત હોવાથી છે?"

પછી સવાલ કરતાં તેણે પૂછ્યું, "આકાશમાં તારાઓ કેટલા છે?" 'કોન્ફ્યુશ્યસે' જવાબ આપ્યો, "આ વખતે પૃથ્વીને લગતી ચીજો વિષે

પૂછ; આકાશ વિષે નિશ્ચિતતાથી આપણે કેમ વાત કરી શકીએ?" છોકરાએ કહ્યું, "ત્યારે આ પૃથ્વી પર સર્વ મળીને ઘરો કેટલાં છે?" સાધુએ કહ્યું, "ચાલ હવે, આપણી દૃષ્ટિ સમીપ જે હોય તે વિષે બોલ; શામાટે તારે સ્વર્ગ અને પૃથ્વી વિષે વાત કરવી જોઇએ?" છોકરાએ પાછું પૂછ્યું, "ઠીક, જે આપણી નજર સમક્ષ હોય તે વિષે બોલું, તમારાં ભવાંમાં બાળ કેટલા છે?".

'કોન્ફ્યુશ્યસ' હસ્યો, પણ જવાબ ન આપ્યો, અને પાછા ફરી પોતાના શિષ્યોને બોલાવ્યા, અને કહ્યું, "આ છોકરાથી બીહવાનું છે; હવે પછી થનારો આ માણસ બાળકજ રહેવાનો નથી તે સહેલથી સમજાય છે." પછી તે ગાડીમાં બેઠો અને હંકારી ગયો.

---

## ચીનાઈ કહેવતો

ખુબસુરત અને બદસુરત વચ્ચેનો ભેદ ન સમજવો એ ખીસકોલીના શરીર પર કૂતરાનું પૂછડું વળગાડવા બરોબર છે.

એક લોભી માણુસ જેને પૂરતું કંઇ મળતું જ નથી તે હાથીને ગળી જવાની ઇચ્છા કરનાર સર્પ જેવો છે.

જ્યારે એક દુઃખ ચાલતું હોય ત્યારે બીજું દુઃખ પ્રાપ્ત થાય તે, જ્યારે પાછલે દરવાજે વરૂ દાખલ થતું હોય ત્યારે આગલે દરવાજેથી વ્યાઘ્રને હાંકી કહાડવા બરાબર છે.

વાઘનું બચ્ચું તેની ગુફામાં ગયા વગર પકડી શકાતું નથી.

સર્પ ચીતરવો અને વળી તેને પગ લગાડવા. (અતિશયોક્તિ.)

વાઘની આકૃતિ કહાડવી અને તેને કૂતરો બનાવવો તે પ્રતિભાવાનના કામની નકલ કરી તેને બગાડવા બરાબર છે.

વરૂની પ્રકૃતિવાળો એક ઝનુની માણુસ એક વૃક્ષના ડાળ પાંખડા વગરના બળેલા થડ જેવો છે.

એક લંગડા સસલાને પકડવાને ઝનુની કૂતરા પર સ્વારી કરવી. (અર્થાત્ એક નિર્માલ્ય શત્રુ સામા નિરર્થક શક્તિનો ઉપયોગ.)

દશ માણુસ સાથે હજાર વાઘપર હુમલો કરવો. (અર્થાત્ અપૂર્ણ સાધને મોટી મુશ્કેલી ટાળવાનો પ્રયત્ન કરવો.)

લડાઇની ભારે કૂહાડી વડે મરઘીનું ડોકું કાપવું. (નિરર્થક બહાદુરી.)

ખરાબ માણુસ પર પ્રેમ રાખવો તે વાઘને પોષવા જેવું છે; જો તેને બરાબર ખવાડવામાં ન

આવે તો તે તમને ખાઈ જાય; અથવા તે એક બાજને પાળવા જેવું છે; જો તે ભૂખ્યો હશે તો તે તમારી સાથે રહેશે, પણ ખાવાનું મળ્યું કે ઉડી જશે.

મનુષ્યનો આનંદ એક ચકલીના કૂદકા જેવો છે.

એક દુષ્ટ માણસને ખોટું કામ કરવા ઉશ્કેરવો તે વાંદરાને વૃક્ષો પર ચહડતાં શીખવવા બરાબર છે.

માછલી પકડવી અને જાળ ફેંકી દેવી. (લાભો પૂર્ણ ન જાળવવા.)

તીડના પગને એક ગાડીની ધુસરીમાં મૂકવું. (અપૂર્ણ માણસે મોટું કામ ઉપાડવું.)

રોક પક્ષી સાથે કબૂતરે ચાળા કરવા. (તે એક રાજાનો એક નીચ માણસે તિરસ્કાર કરવો તેવું છે.)

માછલી પકડવાને ઝાડ ઉપર ચહડવું એ બડી બાતાં અને છોટાં કામ જેવું છે.

એક સારા ઘોડાની કસોટી બીજા ઘોડાનું ચિત્ર જોઈને કરવી.

જળની બહાર જેમ માછલી તેમ ઘર વગરનો ગરીબ માણસ.

કીટલીમાં એક માછલી રમે છે ખરી, પણ તેનું આયુષ્ય લાંબું હોતું નથી.

ઝુપડા ઉપર માળો બાંધનાર ચકલીના જેવો એક ચિંતાતુર રાજનીતિજ્ઞ છે.

છાલકા વિચારનો માણુસ કૂવામાંના દેડકા જેવો છે.

મરઘીઓમાં બગલાના જેવો મૂર્ખાઓમાં એક બુદ્ધિવાન્ માણુસ છે.

વાઘનાં ચામડામાં ઢંકાયલા ઘેટાંના જેવો એક ઉપરટપકેનો વિદ્વાન્ છે.

કાગડાના માળામાં કોયલ જેવો જે કોઈ બીજાની મહેનતનો લાભ લે છે તે છે.

એક સુંદર અશ્વની પૂછડીએ ટંગાવું. (અર્થાત્ મોટાને પૂછડે ઘસડાય તો આગળ વધવાનું મળે.)

કાકડીના ખેતરમાં પગના મોજા ખેંચી કહાડતા ના, કે જમરૂખના ઝાડ નીચે ટોપી બરાબર કરતા ના, નહીં તો લોકો ધારશે કે તમે ચોરી કરો છો.

એક વૃદ્ધ માણસ યુવતિ સાથે લગ્ન કરે તે કરમાયલા છોડવાને મો'ર આવવા જેવું છે.

લાંબી મુસાફરી કરવાથી આપણે એક અશ્વનું બળ જાણી શકીએ છીએ; તેમ દિવસોની લંબાઈ એક માણુસનું અંતઃકરણ કેવું છે તે બતાવે છે.

જ્યાં સૂધી આપણી પાસે દ્રાક્ષાસવ છે ત્યાં સૂધી તો પીવા દો; કાલનાં દુઃખો કાલે સહીશું.

જો આંધળો આંધળાને દોરવે તો બન્ને ખાડામાં પડે.

સારું લોખંડ ખીલા બનાવવા માટે વપરાતું નથી તેમ સારા માણસોના લડવૈયા બનાવાતા નથી.

અનુકૂળ પવન તોફાન ઉત્પન્ન કરતો નથી.

જરાક અધીરતા આરંભેલા મોટાં કામોને ઉંધાં નાંખે છે.

મોટા મોટા ખાડાઓ પૂરી શકાય, પણ માણસનું અંતર કદી સંતોષ પામતું નથી.

શરીરનો ઘા રુઝાય, પણ મન અસાધ્ય છે (મનના ઘા રુઝાતા નથી).

જ્યારે ઝાડ પડી જાય છે ત્યારે વાંદરાઓ નાસી જાય છે. (આશ્રિતો ભાગી જાય છે.)

વાઘ શિયાળ સાથે ચાલતો નથી.

જે મુશ્કેલી માટે બેદરકારી રાખવામાં આવે તે આગળ ચાલતાં હજી વધારે હરકત કરનારી થાય છે.

લાકડું કંઈ જંગલમાં વેચાતું નથી, તેમ માછલી સરોવર કે કિનારે વેચાતી નથી.

જે સૂર્યની સામા જોય છે તેની આંખે અંધારાં આવે છે, જે ગગડાટ સાંભળે છે તે બહેરો થાય છે. (અર્થાત્ બળવાનની ઘણી પાસે જવું નહીં.)

તે પોતાનાં પગલાં છૂપાવવા ઇચ્છે છે, અને બરફપર ચાલે છે! (મૂર્ખતાનો દાખલો.)

તે ગધેડો શોધે છે, અને જુઓ તે તેના પર બેસે છે. (મૂર્ખતાનો દાખલો.)

એક અભણ માણસ શાહી વગરના સુકા ખડિયા જેવો છે.

બીજાની વાત કરતા ના, પણ તમને પોતાને જ ગુન્હેગાર ઠરાવજો.

જે માણસના મોંમાં જીભ છે તે રોમ જાય.

દેખાવ પરથી કંઈ એક માણસ હંમેશાં ઓળખાતો નથી, તેમ સમુદ્ર કંઈ પાલીએથી મપાતો નથી.

એક હીરો ઘસ્યા વગર સાફ થતો નથી; તેમ એક માણસ કસોટીમાંથી પાર ઉતર્યા વગર પૂર્ણ થતો નથી.

હાથીદાંત કંઈ ઉંદરના મોંમાંથી મળતા નથી.

જો એક ખખડાટ કરતા પક્ષીને મોંમાં મૂક્યું ન હોય, તો ભૂઓ વચ્ચે ગુંચવાડો જણાતો નથી. (અર્થાત્ બહુ બોલબોલ કરે તો ગુંચવાડાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.)

રોગ સારો કરવા કરતાં રોગ અટકાવવો, એ સારું છે.

શાહનશાહ થઈને કાયદા તોડવા, એ લોકોએ પણ તેમ કરવા બરાબર છે.

શંકા અને અસ્વસ્થતા આ પૃથ્વી પર છે, પણ સ્વર્ગમાં સત્યનો પ્રકાશ છે.

ખુલ્લા ગુનાહ કરવામાં આવે તે સામે દંડ કે

શિક્ષા એક અટકાવ તરીકે રાખી શકાય છે, પણ કાયદાઓ ગુપ્ત ગુનાહો શોધી શકતા નથી.

દ્રાક્ષાસવ અને મીઠાં મિષ્ટાન્નથી સેંકડો મિત્રો કરી શકાય છે, પણ આપત્તિના સમયમાં તેમાંનો એક પણ દેખાતો નથી.

દરેક માણસને તેનાં દ્વાર આગળથી બરફ કહાડી નાંખવા દો, અને પાડોશીના નળિયાં પર પડેલાં કરાંની ચિંતા ન કરો (અર્થાત્ પોતાનું સાફ કરવાની કાળજી કરો, પારકાની પંચાત ના કરો.)

ધનના ઢગલા મળતાં નીચ થવા કરતાં ગરીબીમાં પ્રામાણિક થવું એ વધારે સારું છે. જેનામાં બુદ્ધિ કરતાં સદ્ગુણ વધારે છે તે જ સારો માણસ છે; જેનામાં સદ્ગુણ કરતાં બુદ્ધિ વધારે છે તે મૂર્ખો છે.

જો કે એક માણસ તદ્દન મૂર્ખો હોય તો પણ બીજાનાં ખરાબ કામો માટે ઠપકો આપવામાં તે ઘણો ખંતી હોય છે; એક માણસ ઘણો હુશિયાર હોય પણ પોતાના દોષો પર આરોપ મૂકવામાં નિર્બળ હોય છે; જે નિયમે તમે બીજાને સુધારો તે જ નિયમે તમને પોતાને સુધારો, અને જે નિયમે તમે પોતાના પર દોષ મૂકો તે જ નિયમે બીજાના પર દોષ મૂકો.

મીણબત્તી બનાવવામાં આપણે અજવાળું શોધીએ છીએ; પુસ્તક વાંચવામાં આપણે બુદ્ધિ-જ્ઞાન શોધીએ છીએ; અંધારાખંડમાં અજવાળું કરવાને દીવો જોઇએ, તેમ માણસના અંતરને તેજોમય કરવાને જ્ઞાનની જરૂર છે.

જો હું પારકાની પત્નીઓ સાથે વ્યભિચાર ન કરું તો મારી પોતાની સ્ત્રીને કોઈ બગાડશે નહીં.

કંઈ પણ ન થવા કરતાં ન હોવું વધારે સારું છે.

ઇંડું ખડક સાથે લડે છે. (આશા વગરનો અવરોધ.)

એક તાંતણાથી દોરડું થતું નથી; એક ચકલી આવેથી ઉનાળો આવતો નથી.

પેટ પૂરતું ખાવું અને ગરમ કપડાં પહેરવાં અને કંઈ પણ જ્ઞાન વગર નચિંતાઇથી રહેવું, એ પશુવત્ સ્થિતિ કરતાં સહેજ જ વધારે સારું છે.

એક ઘરમાં રહેલી સ્ત્રી બેનો ભાત ખાઈ શકે નહીં. એક ડાહી સ્ત્રી ફરીથી પરણતી નથી.

તરવાર તીક્ષ્ણ હોય છતાં નિર્દોષને ઇજા કરતી નથી.

કામવાસના એ પાપોમાં મુખ્ય પાપ છે, પિતૃધર્મ સર્વથી શ્રેષ્ઠ કર્મ છે.

આબાદી એ સારાને આશીર્વાદરૂપ છે, પણ દુષ્ટને શાપ સમાન છે.

ઉપદેશ શાણાના અંતરમાં વ્યાપી જાય છે, પણ મૂર્ખાના તો કર્ણમાં પણ પ્રવેશ કરી શકતો નથી.

અત્યંત સીધા ઝાડોને પહેલાં કાપવામાં આવે છે; અત્યંત નિર્મળ કૂવાઓનાં પાણી પહેલાં પી જવામાં આવે છે. (જનસ્વભાવ)

નમ્ર એટલે જેમ વાળીએ તેમ વળે તેવી જિહ્વા ઘડપણ સૂધી ટકી રહે છે; કડક દાંતો વહેલા પડી જાય છે.

વૃદ્ધાવસ્થા પવનમાં દીવા જેવી છે, કારણ કે સહેલાઇથી ઓલવાઈ જાય છે.

આંધળાના કાન ઘણા તીવ્ર હોય છે, અને બહેરાંના નેત્રો ઘણાં સારાં હોય છે.

ઘોડાની પીઠ ભેંસની પીઠ જેટલી સલામત નથી. (ગોવાળના જેટલો રાજદ્વારી પુરુષ સલામત વા વિશ્વાસપાત્ર નથી.)

પત્નીએ ચાર વસ્તુમાં શ્રેષ્ઠ થવું જોઇએ: સદ્ગુણ, વાણી (મીઠી હોવી જોઇએ), શરીર (ચોખ્ખું રાખવું જોઇએ, અને ગુંથણકળા.

જે શોધવાને ઇચ્છે છે તે જ આગળ વધે છે, પણ પોતાને પૂર્ણ માનનારો નિષ્ફળ થાય છે.

ક્રોધ એ નાના અગ્નિ જેવો છે કે જેને જો દબાવવામાં ન આવે તો મોટાં મકાનોને પણ બાળી નાંખે છે.

દરરોજ કંઈ દીવાળી થઈ શકતી નથી.

અત્યંત ઢીલી દોરી રાખવાથી ગુનાહો વધી જાય છે.

જો તમને તમારા છોકરા પર હેત હોય તો તેને ખૂબ મારજો; જો તમે તેને ધિક્કારતા હો તો મિષ્ટાન્ન ખવડાવજો.

જો આરસી ઘણી જ સફાઇદાર હશે તો તેના પર ધૂળ વળગશે નહીં; જો અંતર બુદ્ધિથી કેળવાયલું હશે તો મલિન વિચારો તેમાં પ્રવેશ કરી શકશે નહીં.

કોઈ પણ જાતના દુર્ગુણને નિર્બળ ગણતા નહીં, અને તેમ ગણી તેની અજમાયશ કરતા નહીં; અથવા કોઈ પણ સદ્ગુણને વગર જરૂરનો ગણતા નહીં, અને તેમ ગણી છોડી દેતા નહીં.

એક મક્કમ પત્ની અને જીદ્દી છોકરો, તેમના-પર કોઈ પણ કાયદાનો અમલ ચાલી શકતો નથી.

જે મને મારા દોષો બતાવે તે મારો ગુરુ છે; જે મારા સદ્ગુણો મને બતાવે છે તે મારો દુશ્મન છે.

જે સત્ય જાણે છે અને તે પ્રમાણે કરતો નથી તેનામાં હિંમત થોડી છે.

મચ્છર પકડવા જવું, અને આંગળીએ ડંખ મરાવવો. (કજીયા-ફરિયાદનાં પરિણામો.)

જો એક રાજાનું ચારિત્ર્ય જાણવું હોય તો તેના સચિવો તરફ નજર કરો; અથવા જો માણસનો સ્વભાવ પારખવો હોય તો તેના સોબતીઓને જુઓ; અથવા જો બાપને જોવો હોય તો, પહેલાં છોકરાને જુઓ.

સારાં કર્મોનો યશ એક માણસનું આંગણું છોડતો નથી, પણ તેનાં ખરાબ કામો હજારો માઇલ દૂર જણાય છે.

સારા કાયદાના લાભો તે પ્રમાણે બરાબર વર્તવામાં જ રહ્યા છે.

એક સદ્‌ગુણી સ્ત્રી તેના પતિની કીર્તિનું સાધન છે, એક દુષ્ટા તેને કલંક લગાડનારી છે.

માણસના અંતરની મૂળ પ્રકૃતિ સારું કરવાની છે, અને જો તેને વ્યવસ્થામાં રાખી હોય તો જાણી જોઈને તે ભૂલ કરશે નહીં.

જેઓ પોતાને માન આપે છે તેઓને બીજાઓ માન આપશે, પણ આપણી પોતાની જ કીંમત ન આંકવાથી બીજાઓ આપણો તિરસ્કાર કરશે.

એક તારાનું તેજ ઘણા મુલકોના પર્વતોને પ્રકાશે છે. તેમ જ એક અવિચારી વાક્ય સદ્ગુણથી ભરેલી આખી જીંદગીને ઇજા કરે છે.

આપણે જીવતાં તો કદાચ ઐકયથી ન રહીએ તોપણ મરણ પામતાં તો એક જ ભૂમિમાં ભાગીદારી કરવાની છે.

---

## ઉત્સાહ

ગાડાંને જોરથી ધકેલો ના; તેમ કરવાથી તમારા જ માર્ગમાં તમે ધૂળ ઉરાડશો.

તમારી પોતાની મુશ્કેલીઓનો વિચાર કરો ના; તેમ કરવાથી તમને પોતાને જ રોગ લાગુ પડશે.

ગાડાંને જોરથી ધકેલો ના; તેમ કરવાથી તમે પોતે જ ધૂળથી આંધળા થશો.

તમારી પોતાની મુશ્કેલીઓનો વિચાર કરો ના; અવ્યવસ્થિત વિચારોથી તમને લાભ થશે નહીં.

ગાડાંને જોરથી ધકેલો ના; તેમ કરવાથી ધૂળ તમને જ છાઈ દેશે.

તમારી પોતાની મુશ્કેલીઓનો વિચાર કરો ના; તેથી તમે જ દટાઈ જશો (નિરુત્સાહી બનશો).

---

# ખેડુનું જીવન

ખેતરમાંથી તેઓ ઘાસ અને ઝાડી સાફ કરે છે; અને જમીન હળવડે ખુલ્લી કરે છે.

હજારો જોડ મૂળિયાં ખેંચી કહાડે છે; તેમાંના કેટલાંક નેહેરની પાસેની નીચાણની ભેજવાળી ભૂમિમાં છે.

ખેતરમાં માલિક અને તેનો જ્યેષ્ઠપુત્ર છે; તેના નાના છોકરાઓ અને તેમનાં નાનાં બાળકો પણ ત્યાં છે; બળવાન સહાયકો અને રોજિયા મજુરો પણ છે. તેઓના આનંદધ્વનિનો કેવો પડઘો પડે છે!

તેઓ સ્નેહથી પોતાની પત્નીઓનો વિચાર કરે છે. તે પત્નીઓ પોતાના પતિની જોડે જ રહે છે.

તેઓ તેમનો વિચાર કરતાં તીક્ષ્ણ હળોવડે દક્ષિણ બાજુના ખેતરોમાં કામ શરુ કરે છે.

તેઓ જાતજાતનું ધાન્ય વાવે છે.

એ દરેક ધાન્યના કણમાં ચેતનનો અંશ છે.

અક્ષત હારબંધ તેના ફણગાઓ ફૂટે છે; અને સારાં પોષણથી છોડવા મોટા થાય છે. તાજું ધાન્ય તેનાપર ભરપૂર જણાય છે અને ઘાસ આદિ ઉખેડનારા ટોળાંબંધ તેમાં થઇને કામ કરે છે.

પછી ટોળાંબંધ કાપણી કરનારા આવે છે અને ખેતરોમાં ધાન્યના ઢગલા થાય છે.

હજારો અને લાખો અને કરોડો ગુણો દેવતાઓને અને સ્નેહાળ ભૂતગણોને માટે અને આપણા સ્ત્રી અને પુરુષ પૂર્વજોને માટે અને અન્ય સર્વ વિધિ કરવાને માટે ભેગી થાય છે.

તેમાંથી નીકળતો ગંધ મીઠો લાગે છે અને તે મહાન્ સ્રષ્ટાના રાજ્યની કીર્તિ વધારે છે.

તેનો ગંધ પીપરના જેવો છે અને વૃદ્ધોને સંતોષ આપે છે.

આવું કંઈ માત્ર અહિં આજ થતું નથી.
આવો વખત કંઈ હમણાં આજે જ આવ્યો નથી.
આદિ કાળથી એમ જ ચાલ્યું આવે છે.

---

## વિદ્યાર્થી

બાળકોને કેળવવાં એ અતિ અગત્યનું છે; તમારું કુટુંબ ગરીબ છે એમ બોલો ના; કારણ કે જેઓને લેખણ સારી રીતે વાપરતાં આવડે છે તેઓ ગમે ત્યાં જાય, પણ તેઓને કદિ ભીખ માંગવી પડતી નથી.

સાત વર્ષની વયે એક બાળકે પોતાને દૈવી કૃપાપાત્ર યુવાન સિદ્ધ કર્યો હતો. તેણે કહ્યું કે, "ઈશ્વરે મને બુદ્ધિ આપી છે; વિદ્વાન પુરુષો તે પવિત્ર રાજા (ઈશ્વર)ની દરબારમાં બેધડક ચાલ્યા

આવે છે; તેઓને અમીર ઉમરાઓની ખુશામત કરવી પડતી નથી.

"પ્રભાતમાં હું એક ગરીબ ઝુંપડામાં વાસ કરતો હતો; સંધ્યા સમયે હું ઈશ્વરના પુત્રની દરબારમાં ગયો હતો; દીવાની અને સૈન્ય ખાતાંના અધિકારો વારસામાં ઉતરતા નથી; તેટલાં માટે માણસોએ પોતાના જ પ્રયાસપર વિશ્વાસ રાખવો.

"પર્વતોને ભેદીને સાગર પ્રતિ જવાનો માર્ગ કહાડવામાં આવ્યો છે; અને સ્વર્ગની મરામત માટે પત્થરોને પીગલાવેલા છે; આખા જગમાં એવું કંઈ નથી કે જે અસંભાવ્ય હોય; એ તો માત્ર માણસનું અંતર જ છે કે જેમાં દૃઢતાની ખોટ છે.

"એક વેળા હું પોતે ગરીબ અક્કલહીન વિદ્યાર્થી હતો; આજે હું ચાર ઘોડાની ચારઠમાં બેસી ફરું છું; અને મારા સર્વ ગ્રામબંધુઓ તે માટે વિસ્મયથી આહાહા! કરે છે."

માટે જેઓને પેટે બાળકો છે, તેઓએ તેમને યથાર્થ શિક્ષણ આપવું.



# ગુજરાતી પ્રેસમાં વેચાતાં પુસ્તકો

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| દયારામકૃત કાવ્યસંગ્રહ (૪ થી આવૃત્તિ) ... | ૧– ૮- |
| દયારામ કાવ્યસુધા ... ... ... | ૨– ૦- |
| વિક્રમોર્વશીય મોટી ... ... ... | ૧–૧૨- |
| વિક્રમોર્વશીયની વાર્તા નાની ... ... | ૦– ૩- |
| મેઘદૂત (સટીક સચિત્ર)... ... ... | ૧– ૪- |
| બીહારી સતસઈ ... ... ... | ૧–૧૨- |
| અલંકાર ચન્દ્રિકા ... ... ... | ૧– ૦- |
| બ્રહ્માનંદ કાવ્ય ... ... ... | ૧–૧૨–૦ |
| સુમતિ પ્રકાશ ... ... ... | ૦– ૬–૦ |
| નભૂવાણી ... ... ... ... | ૨– ૦–૦ |
| અદ્ભુત વિક્રમાદિત્ય (આઠ વાર્તા) ... | ૧– ૦–૦ |
| હાજીબાબાનાં સાહસ કર્મો ... ... | ૧– ૪–૦ |
| લીલા અને ચાનડાનો ઘેરો ... ... | ૧– ૦–૦ |
| સવિતાકૃત કવિતા ... ... ... | ૧– ૦–૦ |
| મનુસ્મૃતિ (મૂળ અને ભાષાંતર)... ... | ૩– ૮–૦ |
| પારાશર સ્મૃતિ (મૂળ અને ભાષાંતર). ... | ૧– ૮–૦ |
| ધર્મ વિચાર (૨ જી આવૃત્તિ) ... ... | ૧– ૪–૦ |
| ઔરંગઝેબ અને રાજપુતો ... ... | ૨– ૦– ૦ |
| ચાંદબીબી ... ... ... ... | ૦–૧૨–૦ |
| પુરાતન દીલ્હી (૩૨ ચિત્ર સાથે)... ... | ૨– ૦–૦ |
| વિદુરનીતિ ... ... ... ... | ૦– ૨–૬ |
| કથાસરિત્સાગર (બે ભાગ. ૨ જી આવૃત્તિ)... | ૪– ૦–૦ |
| સરલકાદમ્બરી. ... ... ... | ૧– ૦–૦ |
| માલતી માધવની વાર્તા ... ... ... | ૦– ૫–૦ |
| શકુન્તલાની વાર્તા ... ... ... | ૦– ૩–૦ |

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ કોટ સર્કલ સાસુન બિલ્ડીંગ–મુંબઈ